# નિવેદન

હાઇસ્કૂલના શિક્ષકો, વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓ તથા અભ્યાસ પૂરો કરીને વ્યવસાયમા પડેલા છતા, કેક અંગે કાવ્ય સાહિત્યમા રસ ચાલુ રાખતા ઇચ્છિતા નાગરિકોને ઉપયોગી થાય તેવી દષ્ટિએ ગુજરાતના આદિ કવિઓથી માંડી અદ્યતન કવિઓની અભ્યાસ-શ્રેણીનુ આયોજન કર્યું છે.

આ શ્રેણીના પ્રથમ ૭ તૈયાર થઈ રહેલા પુસ્તકો છે—

| | | |
|---|---|---|
| ૧ દયારામ | ૨ શામળ | ૩ પ્રેમાનંદ |
| ૪ બ ક ઠાકોર | ૫ સુન્દરમ્ | ૬ ઉમાશંકર |

અમારે સદ્ભાગ્યે ગુજરાતના પ્રથમકક્ષાના પ્રાધ્યાપકો અને અભ્યાસીઓએ આ યોજનામા પૂરો સાથસહકાર આપ્યો છે અલબત્ત મૂળ કવિની કૃતિઓ માટે આશરે ૮૦ પૃષ્ઠ અને પ્રવેશક તથા નોંધ ટિપ્પણ માટે ૩૨ પૃષ્ઠની મર્યાદા વિચારી હોઈ, વિદ્વાન સપાદકોને કેટલીક મુશ્કેલીઓ વરતાઈ હશે જ આ પૃષ્ઠમર્યાદાને કારણે જો કાંઈ ક્ષતિ-ત્રૂટિ જણાય તો સયોજક તે બદલ સૌની માફી ચાહે છે

આશા છે કે અમારા આ પ્રયાસને યથાયોગ્ય આવકાર પ્રાપ્ત થશે જ

—સયોજક

ગુર્જર કાવ્યશ્રેણી (પ્રથમ ગુચ્છ)

* દયારામ (પ્રગટ)
* શામળ (પ્રગટ)
* પ્રેમાનંદ (તૈયારીમાં)
* બ. ક. ઠાકોર ,,
* સુંદરમ્ ,,
* ઉમાશંકર જોશી ,,

# પ્રવેશક

ઈસ્વીસનના સત્તરમા સૈકાનો ઉત્તરાર્ધ અને અઢારમા સૈકાનો પૂર્વાર્ધ એ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષકાળના ત્રિમૂર્તિ જેવા પ્રધાન કવિઓ નરૂ અખો, પ્રેમાનંદ ને શામળ એક જ યુગ–વેલીના પુષ્પ હોવા છતાં પ્રકૃતિ–પરત્વે સાવ ભિન્ન એમણે ખેડેલા સાહિત્યના પ્રકાર પણ ભિન્ન અને એમના સર્જનનું પોત પણ ભિન્ન જીવાત્માની સત્ત્વ, રજસ્ ને તમસ્ પ્રકૃતિની માફક, સમાજજીવનના ત્રિ–વિધ–સ્તરને સ્પર્શક સાહિત્ય સર્જનાર આ કવિ–ત્રિપુટીની લાક્ષણિકતાઓ પણ વિશિષ્ટ રીતે ભિન્ન

પ્રેમાનંદ ને શામળનો પુરોગામી 'અખો સોનાર', 'જ્ઞાની કવિ અખો,' 'વેદાન્તી કવિ અખો,' 'અખો ભગત,' એ નિરાંતે તો 'આતમ સૂઝ'નો કવિ છે નર્મદને મતે ભલે એનામાં 'શુદ્ધ કવિતા થોડીક' જ હોય પણ એનું કેટલુંક સર્જન તો 'સોના નેવનો પ્રસાદી' જેવું છે વહેનામાં એ વહેતો નથી અને વણદીઠું એ વીંધે છે એ એની વિશેષતા અખાને મતે કથણીથી અનુભવ અલગ છે એનો અનુભવ છે 'સજનમેં હરિ રહ્યો લુકાઈ' અને '…–તુ–તે ટળ્યું' તે 'અભિનવો આનંદ આજ' એ એની મુદિત મનોદશા છે, ને પરિણામે એની કવિતામાં 'અક્ષય–રસની નદી' ચાલે છે 'અખો એક અધ્યયન'માં શ્રી ઉમાશંકર જોષી કહે છે તેમ શબ્દાતીત, ભાષાતીત મનાતીત, ભાવન બાહેરો, બુદ્ધિથી પર, ભાષાના હાથથી પરા એવા ઠાકરને–નિહિત ગુહાયામ્ તત્ત્વને પકડવા જેનું મન મથતું નીકળ્યું છે ને જેને 'હું' ને 'તું' જડ્યો છે એવો તત્ત્વદર્શી અખો આજીવન આખડ્યો છે 'તત્ત્વજ્ઞાન વિણ બીજું અખા, તે રમતું જેમ કાચકાચકા' એ એનો અભિપ્રાય, એનો બુદ્ધિવિલાસ,

સૂક્ષ્મ વાતની સમજ ને વારતત્વની પકડ દર્શાવે છે. કર્મ, ભક્તિ ને વૈરાગ્ય કરતાં પણ જ્ઞાનની એની અનુભૂતિ વિશેષ છે. એની અજ્ઞાનની ઉપમાઓ અને એની વિશિષ્ટ વક્રોક્તિઓ દ્વારા જ્ઞાન માર્ગની એની અદ્વૈત ઉપાસના અને વિરલ એવો એનો 'પ્રચંડ ભરી આવેશ' અનેકવાર વ્યક્ત થાય છે. એની ભાષા શૂરવીરના શસ્ત્ર જેવી છે એનાં અર્થગ્રાહકતા ને વેધકતા, એનાં જોમ ને ઝનૂન, એનાં પ્રૌઢી ને પૌરુષ અખાનાં જ. વિશ્વના અનેક પદાર્થોને પોતાની પ્રિય વિચારણાના ઉપમાન તરીકે યોજતી અખાની કવિતા આધ્યાત્મિક અનુભૂતિને દર્શન દ્રષ્ટિએ ઉકેલન કરાવવા મથતી દાર્શનિક કવિની કવિતા છે.

અખાની કવિતા જો દર્શનમાં રાચે છે તો એ જ શતકના બીજા પ્રધાન કવિ પ્રેમાનંદની કવિતા વિશેષતઃ જીવનના સંયમિત ને કલાત્મક નિરૂપણમાં સફળતા શોધે છે. વિશ્વના પદાર્થોને પોતાના વિચારના વાહક બનાવી અખાએ જો ગુજરાતના જીવનનું આડકતરું-પરોક્ષ દર્શન કરાવ્યું છે તો પ્રેમાનંદે ભક્તોનાં જીવન અને પૌરાણિક કથાઓને—' પાંચમા વેદને '—ઉપાદાન બનાવી મુખ્યત્વે પૌરાણિક ઉદ્‌બોધન દ્વારા તત્કાલીન જીવનનું સુંદર ને રોચક નિરૂપણ કર્યું છે જન-સ્વભાવના તાદૃશ આલેખનમાં પ્રેમાનંદને કોઈ આંબી શકે તેમ નથી. પૌરાણિક પાત્રોની કથાની તાંત પર પણ એ ગાય છે તો માનુષી ભાવોનું જ ગાન. રસનો તો એ રાજવી છે પણ કરુણ, હાસ્ય, શૃંગાર ને વીરના આલેખનમાં એની રસ-લીલા એની રસ-સંક્રાન્તિ જેટલી જ સ્વાભાવિક લાગે છે. એની કવિતાનો પ્રધાન ગુણ છે પ્રસાદ. ગુજરાતી ભાષા અને કવિતાના માધુર્ય-પ્રસ્થાનમાં દયારામનો હિસ્સો જો મોટો છે તો તેના સૌંદર્ય-પરિપાકમાં પ્રેમાનંદનો હિસ્સો એથી ય મોટો છે. એની પગલક્ષી કવિતાકલા, એનાં પ્રસાદ-રસ્યાં મનોરંજક આખ્યાનોનું લોકભોગ્યપણું, એની ચિત્રાત્મક કલ્પકતા, એની રસસંક્રાંતિ, એની રોચક વાસ્તવિકતા ને સમૃદ્ધ સર્જકતા એનો મહાન ગુણ ને ગુણસીમા બનતું ગુજરાતીપણું; આ અને આવાં બીજાં લક્ષણોને કારણે પ્રેમાનંદ

છતાં પણ રસ-દેહે-અક્ષરદેહે જીવન્ત છે ટૂંકમાં, અખાએ જો સમાજના આધ્યાત્મિક વિકાસના યાત્રિકોને લક્ષ્યમાં રાખી વિશેષતઃ જીવનદર્શનના તત્ત્વવાળી 'અક્ષયરસની નદી' વહાવી છે તો પ્રેમાનંદે ધર્મ ને નીતિની છાંટવાળી સંસારીરસની કાવ્યસરિતામાં સમાજના મધ્યમ વર્ગને જીવનના નિરૂપણ દ્વારા અવગાહન કરાવ્યું છે

✓ એ શતકનો ત્રીજો ગણનાપાત્ર કવિ છે આપણો લોકકવિ-'વાણિયાનો કવિ'—સંસાર બુદ્ધિવાળાઓનો કવિ-કથાકવિ શામળ અખો આપણા અક્ષય-તત્ત્વભંડારમાંથી કાંચનવસ્તુ લઈ અનુભવની એરણ ઉપર કસી, ઉપમા-દૃષ્ટાંતોની આતશબાજી ઉડાવે છે, પ્રેમાનંદ ભક્તજીવન કે પૌરાણિક કથા-સાહિત્યમાંથી પોતાના આખ્યાનોનું ઉપાદાન શોધી લે છે તો પદ્યવાર્તાકાર શામળ પરંપરાગત લોકવાર્તાના બહુરૂપી વસ્તુભંડારમાંથી બાદશાહી લૂંટ ચલાવે છે ને બાદશાહી અદાથી એને સવાયું શણગારી એનું ગૌરવપૂર્વક પ્રદાન કરે છે

અખા જેવું જીવનદર્શન શામળમાં ભાગ્યે જ જોવા મળશે હા એના અનેક છપ્પાઓમાં બોધ છે પણ દર્શન નહીં પ્રેમાનંદની જેમ પાત્રોનું મનોગત એ વિગતે ને કલાથી નિરૂપી શકતો નથી રસના ઉપચયમાં એ છતો પડી જાય છે પાત્રો અને પ્રસંગોના રહસ્યની ✓ સૂક્ષ્મ સમજ પ્રેમાનંદમાં છે તેવી શામળમાં નથી એને તો વિશેષ રસ છે વાર્તામાં ને વર્ણનમાં વાર્તાપ્રવાહમાં એ તણાયો જાય છે અને બાહ્ય વર્ણનોમાં એ રાચે છે કૌતુકરસના એ કામણ રચે છે ને અદ્ભુત રસની મંદાકિનીમાં ભાવકોને એ તરબોળ કરે છે જીવનદર્શન કે નિરૂપણ કરતાં એની કવિતા જીવનના વર્ણનમાં વધુ સ્વાભાવિક ને સફળ લાગે છે

આમ ભલે તેજોભંગ પામેલી પણ સામાન્યતઃ મોગલ શાસન કાળની જામેલી રાજકીય ને સામાજિક શાંતિ વચ્ચે રહેતી આ પ્રજાની કવિ-ત્રિપુટીએ સર્જન-ક્ષેત્રની દૃષ્ટિએ ઉત્તમ કોટિનું કેટલુંક પણ મધ્યમ કોટિનું વિપુલ સાહિત્ય-સર્જન કર્યું છે

શામળના જીવનકાળ વિશે, સંશોધકોમાં કેંક મતભેદ પ્રવર્તતો હતો, પણ શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ નિશ્ચિત રીતે બતાવ્યું છે કે સં. ૧૭૭૪માં પ્રથમ રચાયેલી તેની 'પદ્માવતીની વાર્તા' અને સં. ૧૮૨૧માં પૂર્ણ થયેલી એની છેલ્લી કૃતિ 'સુડા બહોતેરી' આ તેની આદિમ અને અંતિમ કૃતિઓ શામળના જન્મ-મૃત્યુના કાળનિર્ણયમાં માર્ગસૂચક સ્તંભો બની રહે છે. આદિમ કૃતિની રચનાસમયનું કવિનું વય અને અંતિમ કૃતિની રચના પછીનું કવિનું શેષજીવન એ સંભવિત કલ્પના અને અનુમાનનો વિષય છે, છતાં એમ માની લઈએ કે વીસથી પચીસ વર્ષની વયે એણે લેખન-પ્રવૃત્તિ શરૂ કરી હોય અને લેખન-પ્રવૃત્તિ બંધ પડ્યા પછી એ પાંચેક વર્ષ જીવ્યો હોય તો એનો જન્મ-મૃત્યુનો કાળ સામાન્ય રીતે સં. ૧૭૫૦-૫૫થી સં. ૧૮૨૫ સુધીનો આંકી શકાય. આ સાધાર અનુમાનનો વિષય છે અને એથી અનૈતિહાસિક પરિસ્થિતિ પેદા થતી નથી. એટલે એના અસ્વીકારનું કશું નક્કર કારણ નથી.

શામળ પોતાની ઘણી કૃતિઓમાં જે કુટુંબવ્યવસ્થાના ઉલ્લેખ કરે છે તે ઉપરથી આટલી હકીકતો તો સ્પષ્ટ થાય છે કે તે શિવાનુરાગી શ્રીગૌડ બ્રાહ્મણ હતો. એના પિતાનું નામ વીરેશ્વર હતું ને માતાનું નામ આનંદીબાઈ. એના એક પુત્રનું નામ પુરુષોત્તમ હતું અને એના ગુરુનું નામ નાના ભટ્ટ. એના નિવાસ માટે એ કહે છે:

ભરતખંડ માંહે ભલો, ગુજરાત ગુર્જર દેશ
મહાલક્ષ્મી વાસો વસે પવિત્ર પુણ્ય પ્રદેશ
શ્રી અમદાવાદ અતિ ભલું, વર્ણાવર્ણ વિવેક
ચક્ષરૂપ ચાહ્યા ઘણા એકથી અદકો એક

( સિં. બ. મા. વૈતાળ ભાટની વાર્તા નં. ૨૦ )

આ અમદાવાદ (શ્રીનગર)મા તે વખતે કોટની બહાર કેટલાક પરા આવેલા હતા તેમા તે શરૂમા 'ગજપુર'મા અને પછી વેગણપુરમા (હાલનુ ગોમતીપુર) જઈ રહ્યો હતો એની પ્રખ્યાતિના ગાળમા શામળ વેગણપુરમા આવ્યુ નસ્યો હોય એમ લાગતુ નથી કારણ કે સ ૧૭૭૭મા તેણે 'સિંહાસન બત્રીસી' લખવાની શરૂઆત કરી ને સ ૧૭૮૫મા ૫દર વાર્તાઓ પૂરી કરી પણ આખ્યાનો ગાઈ સભળાવતા ત કાલીન માણભટ્ટોની હરીફાઈમા શામળે આ લોકવાર્તાનો નવો જ પ્રકાર એટલો બધો લોકપ્રિય કર્યો કે માતર પરગણાના સિંહુજ–'સુઝ'–ગામના જાગીરદાર કણબી લેઉઆ પટેલ રખીદાસે

> ઈરત કવિની સાભળી, રખીદાસ તે કાન,
> કવિ તેડ્યો કરુણા થકી મનસા સિદ્ધ દઇ માન
> આભૂષણ અન્નવસ્ત્ર ને, પૃથ્વી શુભ પસાય
> અર્પ્યા કવિને

અને વિનતી કરી કે

> પનર કથા પહેલી હતી રહ્યો અધૂરો ગ્રથ
> પ્રીતે તે પૂરણ્ કરો પુણ્ય પરમારથ પથ
> ગ્રથ સત્વ છે કામનો અમ્લવત સદ્ આપ

અને આવી સુવિધા ને સક્રિય ઉત્તેજના મળતા

> 'કવિએ ગ્રથ પૂરો કર્યો, મહીલને પરતાપ'

આ રખીદાસ પટેલ અને કવિ શામળનો પરિચય કરાવનાર એક દશોંદી બારોટ હતો, જેનું નામ ગુમાન કે ગમાન બારોટ હતુ શામળની 'સિંહાસન બત્રીસી'ની વાર્તા તે એક ચોપડામા ઉતારી લેતો એ ચોપડો અત્યારે પણ મળે છે એ એનું મહત્વ, તો સ ૧૭૭૭ થી સ ૧૮૨૧ સુધીના ખાસ્સા ૪૪ વર્ષ સુધી કવિનો ચોગક્ષેમનો પ્રશ્ન ઉપાડી લઈ તેમની એકધારી સાહિત્ય–પ્રવૃત્તિને પોષી એ રખીદાસનુ મહત્વ એના ગુરુ નાના ભટ્ટનો એ અનેક સ્થળે માનપૂર્વક

ઉલ્લેખ કરે છે પણ આ નાના ભટ્ટ સબંધે કે એમણે શામળના જીવનઘડતરમા શો ને કેવો ભાગ ભજવ્યો તે સબંધે ખાસ વિગતો જાણવા મળતી નથી શામળની 'સિંહાસન બત્રીસી' પરથી એક અનુમાન કરી શકાય 'સિંહાસન બત્રીસીની પ્રથમ દ્દશ્યની વાર્તામા

> 'સસ્ત મલિદાસકૃત નિરખ્યો ગ્રથ જે નેહ,
> તે પ્રાકૃત પ્રીતે કરૂં, તમ કૃપાથી તેહ —કડી ૮

કાલિદાસ સબંધે આવા ઉમડક ઉલ્લેખ આવે છે એથી શામળના મૂળ સસ્કૃત ગ્રથોના પરિશીલન સબંધે આપણે શુ માનુ ? પણ એમ બની શકે કે શામળના ગુરુ આ નાના ભટ્ટનુ સસ્કૃતનુ જ્ઞાન સારુ હોય અને મૂળ સસ્કૃત ગ્રથોના સસ્કાર—બીજ તેમણે શામળની મનોભૂમિમા નાખ્યા હોય ને એ રીતે શામળને ગુરુલાભ મળ્યો હોય ! આ પણ એક તર્ક જ છે, બાકી અપ ઐતિહાસિક દષ્ટિવાળા આપણા પ્રાચીન સાહિત્યમા જે કોઈ કૃતિ ઉત્તમ જણાય તેનુ કર્તૃત્વ કાલિદાસને ખાતે જમા કરવાની એક પ્રણાલિકા હતી શામળ પણ એ પ્રણાલિકાને અનુસર્યો હોય એ વસ્તુ સભવિત છે

શામળ પ્રેમાનદ કે શામળ—વલ્લભનો ઝઘડો કાપનિક પૂરવાર થયો છે એટલે એની ચર્ચા અહી અપ્રસ્તુત સમજી શામળની કૃતિઓનો જ સીધો વિચાર કરીએ

શામળની સદિગ્ધ અને અસદિગ્ધ કૃતિઓ સબધે પણ બધા જ વિવેચકો એકમત નથી 'શુકબહોતરી,' 'સુદર કામદાર' 'ભોજની કથા,' 'જહાંદાર શા બાદશાહ' અને 'વિદ્યાવિલાસિની'— આ પાચ કૃતિઓને રા નવલરામ જગન્નાથ ત્રિવેદી સકારણ શામળની સદિગ્ધ કૃતિઓ ગણે છે જ્યારે 'સુદર કામદાર'ની વાર્તા અને 'શુકબહોતરી'ને કેટલાક વિવેચકો શામળની જ કૃતિઓ માને છે 'ઉદ્યમકર્મસવાદ,' 'રાવણમદોદરીસવાદ,' 'અંગદવિષ્ટિ,' 'શિવપુરાણ' 'રેવાખડ,' 'રણછોડજીના શલોકા,' 'અભરામ

કુતીના શલોકો–રુસ્તમ બહાદુરનો પવાડો ' ને ' પનાઈ રાજાનો ગરબો ' જેવી, વાર્તાઓથી ઇતર તત્ત્વોવાળી શામળની કૃતિઓ છે, જો કે ' શિવપુરાણ ' ને ' ઉદ્યમકર્મસંવાદ'માં શામળનો વાર્તાકારનો આત્મા ડોકાયા વિના રહેતો નથી. શામળની કેવળ પદ્યવાર્તાઓ નીચે પ્રમાણે છેઃ ' પદ્માવતી, ' ચંદચંદ્રાવતી, ' પંચદંડ અને મદાપચ્ચીશીને સમાવિષ્ટ કરતી.' સિંહાસન બત્રીસી, ' ' નંદબત્રીસી, ' ' મદનમોહના, ' ' બરાસ-કસ્તૂરી, ' અને ' સૂડા બહોત્તેરી,

પ્રથમ આપણે શામળની વાર્તાનાં આઠાં તત્ત્વોવાળી વાર્તાઓથી ઇતર તત્ત્વોવાળી કૃતિઓનો ઊડતો પરિચય કરીએ.

૧—' ઉદ્યમકર્મસંવાદ ' : પુરુષાર્થ શ્રેષ્ઠ કે પ્રારબ્ધ? ઉદ્યમ વડું કે કર્મ?

આ અતિગૂઢ અને અતિકૂટ પ્રશ્નને શામળ અહીં સાદી વાર્તા, અર્થવાળી સંવાદો અને રસિક દૃષ્ટાંતો દ્વારા ચર્ચે છે આ સંવાદમાં પંડિત શિવશર્મા કર્મપક્ષે અને ગણિકા કામકળા ઉદ્યમપક્ષે રહી એકબીજાના મતનું ખંડન ને સ્વ–પક્ષનું મંડન કરે છે. કવિએ આ કોયડો વાર્તા દ્વારા રજૂ કર્યો છે અને ઉભયપક્ષવાદીઓના પ્રતિપાદન પછી પંચ દ્વારા, ' ઉદ્યમે કર્મ, કર્મે ઉદ્યમ બલવંત '—કર્મ એ ઉદ્યમનું માત્ર બીજું નામ છે, મૂળે સ્વરૂપે એક છે. ને ઉદ્યમરૂપી ખીલાની આસપાસ કર્મ ફર્યા કરે છે—એવો નિર્ણય કરાવ્યો છે.

ટેનીસનના ' Two Voices ' જેવી સિધ્ધાન્ત અને ચર્ચાપ્રધાન આ કૃતિમાં, ઇંદ્ર દરબારનાં દેવ અને અપ્સરાને શાપ, મૃત્યુલોકમાં પંડિત શિવશર્મા બ્રાહ્મણ ને કામકળાનો ગણિકારૂપે જન્મ, પંડિત ને ગણિકા વચ્ચે પ્રતિવાદ ને પ્રશ્નોત્તરી, એ પ્રતિવાદમાં ઉપયોગમાં લેવાયેલી બે બ્રાહ્મણ ભાઈઓની વાત, સાપ ને ઉંદરની વાત, વૃદ્ધ બગલો ને માછલાની

વાત, બ્રાહ્મણ ને વસ્તીઆની વાત—ચર્ચાને અંતે પંચનો નિર્ણય તથા પંડિત અને ગણિમાને થતું પૂર્વજન્મનું જ્ઞાન, તેમના લગ્ન ને પુનઃ દેવલોકપ્રાપ્તિ આના બધા વાર્તાનામી તત્ત્વો આનનાને મારણે એકંદરે કૃતિ ચાતુર્યયુક્ત, સુવાચ્ય અને રોચક બની છે વાર્તાનું મૂળ હાડપિંજર શામળને એના પુરોગામી કવિ નર્મદાચાર્યની કૃતિમાંથી મળ્યું હોય એમ લાગે છે—ને પછી તો સંસ્કૃત 'પંચતંત્ર'ના શ્લોક ને દ્રષ્ટાંત વાર્તાઓ ભર્તૃહરિ 'નીતિશતક' ને 'ચાણક્યનીતિ' વગેરેના ઉપદેશનો દૃષ્ટાંત રૂપે વિનિયોગ એ શામળની પોતાની સૃષ્ટિ છે

'રાવણમંદોદરીસંવાદ'માં પ્રથમ સીતાહરણ પછી હનુમાનનું લંકા-આગમન પછી રામ-સૈન્યનું આગમન વર્ણવી, રામને સીતા પાછી આપવી કે ન આપવી તસંબંધે પતિ-પત્ની વચ્ચે સંવાદ યોજ્યો છે જેમાં બન્ને પક્ષે સમગ્ર દલીલોની સમતુલા જળવી છે એ સંવાદમાં હિંદુ નારી અને હિંદુગૃહસંસારનું ચિત્ર પણ જોવા મળે છે આખરી નિર્ણય લેતા પહેલાં રાવણ સમાજના અઢારે વર્ણની જે સલાહ લે છે તેમાં વૈવિધ્ય, વક્તાની રીત-ઉપમાઓ, ધંધાકીય ખાસિયતો, અનેકવિધ સંસ્કારની છબી, ઘરગથ્થુ પ્રચલિત કહેવતોનો યોગ્ય વિનિયોગ અને સામાન્ય જનસમાજની રમૂજભરી હળવી બાજુના દર્શન થાય છે અન્ય કૃતિઓની એકધારી ગમગીનીને બદલે આવા પ્રસંગના લોકરંજક ચાતુર્યથી વૈવિધ્ય પણ જળવાય છે

'અંગદવિષ્ટિ' 'રાવણમંદોદરીસંવાદ'માં જો હાસ્યરસની આછી છાંટ છે તો 'અંગદવિષ્ટિ'માં વીરરસની સરવાણી સાવંત વહે છે અંગદનું બળ ને પ્રતિહાર સાથેના યુદ્ધમાં તેનું વીરત્વ નિરૂપી, વિષ્ટિ પૂર્વેની વીરરસની યોગ્ય ભૂમિકા સર્જી પછી તેના પૂર્વજો હનુમાન, જાંબુવાન, સુગ્રીવ ને બાનામના પ્રૌઢ પરાક્રમો વર્ણવ્યા છે વચ્ચે વળી રાવણ-અંગદના રોષ-દ્વેષ-મારામારી ને વાગ્યુદ્ધ, વળી પાછી વિષ્ટિ, અંગદ-સીતાનો મેળાપ અંગદનું યુદ્ધ-વર્ણન ને

દૃષ્ટાંત, અન્ય ને નિર્ણાયક રાવણ–મંદોદરીસંવાદ આમ વાણી ને ક્રિયા દ્વારા વ્યક્ત થતું વીરતાનું વાતાવરણ સાદ્યંત અનુભવાય છે રસશાસ્ત્રની દૃષ્ટિએ 'અંગદવિષ્ટિ'નો વીરરસ, શુદ્ધ ને શાસ્ત્રીય વીરરસ કરતાં આભાસી ને ડફાસના પ્રકારનો વિશેષ લાગે છે સવૈયા, ઝૂલણા, સોરઠા, ને કવિતના ઉપયોગથી તેમ જ શબ્દાલંકારમાં રાચતી ને વ્રજ–હિન્દી કવિતાશૈલી તરફ ઢળતી હિંદી–ગુજરાતીના સંકર જેવી ભાષાને કારણે ચારણી કવિતાની રીતિ તેમ જ કેટલીક નાટ્યાત્મક બાહ્યસંઘર્ષ જેવી પરિસ્થિતિઓને કારણે આભાસી વીરરસની અસર જન્મે છે કાવ્યત્વની દૃષ્ટિએ લંકા–વર્ણન ઠીક ગણાય કંચારેક અંગદ–રાવણનું વાક્યુદ્ધ ઔચિત્યનો ભંગ કરનારું પણ લાગે છે છતાંયે એકંદરે શામળનું કવિત–ચાતુર્ય કૃતિમાં સાદ્યંત દેખાય છે

શિવપુરાણ —રવ કે હ ધ્રુવ શામળના 'શિવપુરાણ'ને સાચું 'શિવપુરાણ' નહીં પણ શિવમાહાત્મ્ય વર્ણવતા ગ્રંથ તરીકે ઓળખાવે છે, લોકોક્તિ અનુસાર જ ભલે તે 'શિવપુરાણ' ગણાય શ્રી ધ્રુવને મતે આ સામાન્ય ગ્રંથ છે લોકસાહિત્યને આત્મસાત્ કરતા હતા પણ પૌરાણિક પરંપરાથી શામળ સાવ અલિપ્ત રહ્યો નથી એના નિદર્શન તરીકે 'શિવપુરાણ માહાત્મ્ય,' 'રેવાખંડ' ગણેશજીના શલોકા, 'કૃષ્ણજન્મનો ગરબો' વગેરે કૃતિઓ ગણાવી શકાય રવ કે હ ધ્રુવને મતે ભલે એ સામાન્ય ગ્રંથ હોય પણ શિવમાહાત્મ્યના વાર્તાભિકાર જેવા એ ગ્રંથમાં શામળ જગત અને જીવન વિષયક જે અનેક સૂક્તિ–રત્નો સભર્યાં છે તેનું કવિત્વ એકંદરે શામળને ગૌરવ આપે તેવું છે

'અભગામ કુથીનો સલોકો કે 'રુસ્તમનો સલોકો' કે 'રુસ્તમનો પવાડો'–એમ વિવિધ નામે 'સંકલિત યાદી'માં કે અન્યત્ર ઓળખાયેલી આ કૃતિ એક જ છે ધાર્મિક કે સામાજિક ઉત્સવ પ્રસંગે, લોકજીવનના ઉત્સાહનું પ્રતિબિંબ પાડતા આવા શ્લોક–અસલોક અસલોકા–સલોક –સલોકા, હિન્દુઓ અને જૈનોમાં અત્યંત લોકપ્રિય કાવ્યપ્રકારરૂપે

લખાયા છે 'પવાડો એ કોઈ એક પ્રસિદ્ધ ઐતિહાસિક પ્રસંગનો કે પ્રસંગ ઉત્પન્ન કરનાર નાયકનો એક વર્ણનાત્મક કાવ્યપ્રકાર છે' ... મધ્યકાલીન ગુજરાતીમાં પદ્યબદ્ધ શૌર્યસ્તુતિના સ્વરૂપની રચના માટે 'શલોકો' શબ્દ વાપરવામા આવ્યો હોય સમય જતા, 'વિષયની દૃષ્ટિએ કેટલાક 'સલોકા' અને પવાડા વચ્ચે ફરક ન રહ્યો', સં ૧૭૮૧મા રચાયેલી શામળની આ કૃતિના વર્ણનો કોઈ ઐતિહાસિક પ્રસંગનુ નિરૂપણ કરે છે એમા ઊભેલુ સમાજજીવનનુ ચિત્ર અને એની શૌર્યભરી વાણી ને વીર્યવાન વ્યક્તિચિત્રોને કારણે સાહિત્ય ઉપરાંત એનુ દસ્તાવેજી મૂલ્ય પણ છે

'પાવાગઢનુ પતન' નિરૂપતો ગરબો અથવા 'ચાંપાનેર ને પાવાગઢમા કાલકા માતાના કોપથી પાવાગઢનુ રાજ્ય બાદશાહે લીધુ તેનો ગરબો'— એ શામળની આ પ્રકારની એકમાત્ર કૃતિ છે વળી, વલ્લભ ભટ્ટ માતા, અંબાજી, બેચરાજી, કાલી વા દુર્ગા સબધે જે ગરબા લખ્યા છે ને તેમા જે સાહિત્યસૌરભ છે તેની સૌરભ શામળના આ ગરબામા પણ મોટે ભાગે છતી થાય છે આ ઉપરાંત, મળ્યુ નથી પણ શામળે એના આશ્રયદાતાનુ 'રખીદાસ ચરિત્ર' પણ લખ્યાનુ કહેવાય છે શામળનુ તૂટક 'ઉદ્યમનુ આખ્યાન' પણ મળે છે ને 'રણછોડજીના શલોકો —એ જ તેનુ-'બોડાણા આખ્યાન' છે

હવે આપણે શામળની કેવળ પદ્યવાર્તાઓનો ઊડતો પરિચય કરીએ

સં ૧૭૭૪મા રચાયેલી 'પદ્માવતીની વાર્તા' એ શામળની સામાન્ય રીતે પ્રથમ કૃતિ મનાય છે

વાચકોની 'બુદ્ધિ અને ચતુરાઈ વધે' તે માટે શામળ આ કૃતિમા અનેક સમસ્યાઓ આપે છે આ સમસ્યાઓના વિનિયોગમા

કદાચિત્ અતિશયના લાગે છે પણ એના કવિત્વમા ને ઔચિત્યમાન્તે યોગ્ય છે આ કૃતિનો વાર્તા-રસ ખૂબ પુષ્કળ છ પણ વાર્તાકાર તરીકે ી શક્તિનો ઉન્મેષ દાખવતી શામળની આ પ્રથમ કૃતિ એકદરે સારી ગણી શકાય તેવી છે

'પદ્માવતીની વાર્તા'ના અનુકરણરૂપે લખાયેલી 'ચદ ચદ્રાવતી' વાર્તા, વાર્તાકલાની દૃષ્ટિએ સાવ રેઢિયાળ લાગે છે

આ કૃતિની માડ નજુ પ્રશ્ન ગણે છે એ હકીકત એની નિષ્ફળતાની સૂચક ન હોય તો પણ 'પદ્માવતી'ની તુલનાએ આ વાર્તા નવલરામ ત્રિવેદીને મતે 'હગધડા વિનાની' ને 'માન વિનાની' લાગે છે વાર્તાના અત સુધી, તીર્થયાત્રાએ સાથે નીકળેલા પ્રધાનપુત્રનુ શુ થયું તે શામળ કહેતો નથી. વાર્તાનુ મોટા ભાગનુ માડુ પ્રાસગિક ઉપદેશાત્મક છપ્પા ને સમસ્યાઓથી ઘડાયેલુ છે 'એકાદશ વર્ષની અર્ધકી' અહી 'વરૂએ જોગનવેશ' છે સામાન્ય રીતે શામળની ઘણીખરી નાયિકાઓ તેજ બુદ્ધિની હોય છે પણ અહી ચદ્રાવતી સમસ્યાઓ પૂછવામા તેજ છે પણ ઉત્તરો આપવામા મંદ બુદ્ધિની જણાય છે એકદરે જોતા શામળની આ ઠીકઠીક નબળી કૃતિ છે

કવિ નર્મદાશકરને 'સ્વકલ્પનાથી બનાવેલી લાગેલી શામળની 'બગાસ કસ્તૂરી'ના મૂળ ગોમદેવકૃત કથાસરિત્સાગર'ની પ્રખ્યાત વત્સરાજ ઉદયન ને વાસવદત્તા-પદ્માવતીની કથામા જોવા મળે છે શામળ પોતાના શ્રોતાઓને અનુરૂપ થોડા નામફેર અને વિગતફેર કર્યો છે ને મૂળની અનેક આડકથાઓને સ્થાને એક સ્ત્રી-ચરિત્રની અને એક દેવધર-પ્રાણધર નામના પચવિધ સુથારબધુઓની રોમાચક કથા મૂકી છે અનેક અદ્ભુત સકટો વચ્ચે થયેલા બગાસ-કસ્તૂરીના લગ્નની વાત પણ થોડાક નામફેર સાથે, 'કથાસરિત્સાગર'મા, નરવાહન દત્ત અને કર્પૂરિકાના લગ્નમા જોવા મળે છે નાયિકાને મચ્છ ગળી જવાની

વાત પણ ઉદયનની એક આડવાર્તામાં છે. શામળે આડકથારૂપે નિરૂપેલ સ્ત્રી-ચરિત્રનાં મૂળ પણ 'કથાસરિત્સાગર' ને 'વૈતાલપંચવિંશતિ' ઉપરાંત કોઈક લોકકથામાં પણ પડ્યાં હોય. મૂળ 'કથાસરિત્સાગર'નું અવલંબન સ્વીકારી શામળે આ અદ્ભુત રસની કથા આલેખી છે પણ તેમાં ક્યાંક વિગતોની અસંગતિઓ રહી જવા પામી છે તો ક્યાંક કૌતુકની માત્રા વધી પડી છે તો ક્યાંક પ્રસંગો તાલમેલિયાં બની જવા પામ્યા છે; પણ શામળની શક્તિઓ, અશક્તિઓ અને તત્કાલીન શ્રોતાઓની રસવૃત્તિનો અને સમજશક્તિનો સામટો પરિચય આપે એવી આ રસિક કથા છે.

'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'એ જેને સફળ રીતે તખ્તા પર નાટકરૂપે ભજવી હતી તે શામળની 'નંદબત્રીસી' તેની અત્યંત લોકપ્રિય ને સાહિત્યકલાનાં ઉચ્ચ તત્ત્વે અંકિત, ઘાટીલી, કલાકૃતિ છે. આ કૃતિ પરત્વે પણ શામળના ઠીક ઠીક પુરોગામીઓ છે. સં. ૧૫૦૦ માં જૈન કવિ ન્યાયશીલ, સં. ૧૫૪૫ માં જૈનેતર કવિ નરપતિ, સં. ૧૫૬૦ માં સંઘકુલ કે સિંહકુશલ, સં. ૧૭૩૧માં નિત્યસૌભાગ્ય, સં. ૧૭૮૩ માં નકલ કરેલ કોઈ અજ્ઞાત જૈન કવિની કૃતિ અને છેલ્લે શામળ આ લોકપ્રિય વિષય ઉપર હાથ અજમાવે છે. એના પુરોગામીઓનું એણે અવલંબન સ્વીકાર્યું છે તેનો નામ દીધા વિના એકરાર તે તેની કૃતિમાં બે સ્થળે કરે છે. આ બધામાં શામળ નરપતિનો વિશેષ ઋણી છે, જો કે શામળની તુલનાએ નરપતિની કૃતિ અત્યંત સંક્ષિપ્ત અને નીરસ છે.

નરપતિએ વાર્તાનો ઉદ્દેશ શીલનો મહિમા ગાવાનો કહ્યો છેઃ

> 'પદનાં સિધિબુધિ દોઆંતિ, ચતુરપણું તે નર લાધંતિ;
> નારી સીયલપણું આણંતિ, કવિતા નરપતિ એમ કહંતિ.'

શામળની વાર્તામાં પણ આ ઉદ્દેશ મધુર રીતે પાર પડે છે. દશ્યદમૂલ શંકાનો કીડો એકવાર ચિત્તમાં પેસા પછી માનવીના

સરતને કેવો કોગી ખાય છે તે આ કથાનો વિષય છે નદસેન રાજા, પ્રધાન વવોચનની સ્ત્રી પદ્મિની પ્રે કામી બને છે વાસના-પ્રેર્યો રાજા પ્રધાનની ગેરહાજરીમા પદ્મિનીને ઘેર જાય છે પણ પદ્મિનીના દૃઢ મનોબળે ને પોપટની ચતુરાઈથી પ્રધાનપત્નીનું શીલ રક્ષાય છે પરદેશથી પાછો ફરેલો પ્રધાન પ ની પ્રત્ય વહેમાય છે માનખંડિતા પ ની પિયર જઈ વસે છે શિકારે નીકળેલા રાજા-પ્રધાન એકવાર પદ્મિનીના પિતાને ત્યા જાય છે વૈરોચનના ચિત્તનો શકાનો કાંટો કાઢવા પદ્મિની તેનો પિતા નેનકમનશા, રાજા ને પ્રધાન ચોપાટની રમત રમે છે ચોપાટ રમતા દરક ખેલાડી પાસા ફેંકતા જે દોહરા બોલે છે તેમા 'કેટલુ બધુ' સૂચન, કવિત્વ, ઔચિત્ય ને નાટ્યતત્ત્વ ભર્યું છે! 'પ- પાસા પોબાર'નો મૌલિક નાટ્યાત્મક પ્રસગ અને ભીત ઉપરની સમસ્યાઓ યોજી કવિએ માનવસ્વભાવની સ કુશળતાનું, પાત્રાલેખનની સમર્થ શક્તિનું શામળ માટે ઠીક ઠીક કહી શકાય તેવી કલ્પનાશક્તિનુ અને 'સત્યનો જય અને અસત્યનો પરાજય' એ સનાતન ન્યાયનુ દર્શન કરા યુ છે

૩૦૦૭ પ ક્તિની પ્રવૃત્તિ **મદનમોહના** માટે શામળ વાર્તાના અ તમા કહે છે —

'છપે ચાપાઇ દોહરા સમસ્ય ની જે સાખ
સ સ્કૃત માહેથી એ શોધિયુ, ભણે દ્વિજ રાજ રભાખ

અને 'મદનમોહના'ની કથા મ્હી મ્હી રસાળ મતલ ર કે શામળને પોતાની કૃતિની 'રસાળતા' માટે ઊંચો અભિપ્રાય લાગે છે!

'સ સ્કૃત માહેથા એ શોધિયુ ભણ્યો દ્વિજ ગુર્જર ભાખ' કથાનુ શરૂઆતનુ વસ્તુ શામળ કથાસરિત્સાગર શાતાચાર્યની '[illegible]-પચાશિકા' ચનભુજદાસની 'મધુ માલતી' માધવકૃત 'રૂપસુંદરકથા' અને પ્રખ્યાત લોક-પ્રેમ-કથા સદયવત્સ-સાવલિગા પરથી, અનુકૂળ ફેરફાર સાથે લીધુ છે મુખ્ય વાર્તામા આવતી અવાતર ૭ ગૌણ

કથાઓના બીજ પણ 'જાતક' 'કથાસરિત્સાગર,' 'પંચતંત્ર,' 'શુકસપ્તતિ' અને પ્રાચીન લોકસાહિત્યમાંથી પ્રેરણ મળતાં,' વત્તે-ઓછે અંશે મળી રહે છે 'પંચતંત્ર'ની રીતિએ વાર્તામાં વાર્તા આયોજી, બોધ અને આનંદ સાથે ચાતુરી શિખવવાના આશયથી વાર્તા લખનાર-કહેનાર શામળમાં અનેક સમસ્યાઓ, વ્યવહાર-નીતિના બોધવચનો અને આડકથાઓને કારણે વાર્તા-પ્રવાહ ધારી ગતિએ વહેતો નથી અને આદિ-મધ્ય-અંતમાં પ્રમાણભાન સચવાતું નથી

'મદનમોહના'ની વસ્તુસંકલનાનું પૃથક્કરણ કરતાં આ વિધાન ઘણે અંશે સત્ય લાગે છે ૨૧૦૦ પંક્તિઓ સુધીમાં મદન-મોહના પુરુષવેશે નગરત્યાગ કરે છે ત્યાં સુધી વાત આગળ ગતિ કરે છે ૭ દૃષ્ટાંતકથાઓ અને મોહનાના પાંચ લગ્નો એ પણ વાર્તાના પથરાટમાં વધારો કરી એના શક્ય ઘાટીલા પોતને રોળી નાખે છે શામળને પાત્રોના મનોગતને અને વૃત્તિ-વ્યાપારને સ્પષ્ટ કરવા કરતાં વાર્તા-કથન અને પ્રસંગ-રસમાં જ એટલો બધો રસ છે કે પ્રેમાનંદની માફક પાત્રોના વ્યાવર્તક લક્ષણો તે મૂર્ત કરી શક્યો નથી પરિણામે નરનારીની ચાતુરી તે દર્શાવી શકે છે પણ 'નરનારીનાં ચરિત્ર' તે ચીતરી શકતો નથી આમ તો અન્ય વાર્તાઓની તુલનાએ 'મદન-મોહના' શામળની શક્તિ-અશક્તિનું સાપેક્ષણ ભાન કરાવતી લોક-પ્રિય કૃતિ છે પણ 'નંદબત્રીસી' ને 'સિંહાસનબત્રીસી'ની તુલનાએ ઓછા આંકની કૃતિ છે

સં ૧૮૭૧માં રચાયેલી શામળની છેલ્લી મનાતી કૃતિ 'ન્યુડાબટોતેરી' સંસ્કૃત 'શુકસપ્તતિ'ની ઠીકઠીક અસર ઝીલે છે મૂળ ફારસી તૂતીનામેહ પરથી ભારતની અન્ય ભાષાઓમાં એ વાર્તાઓ ઉતરી આવી છે પરનારીત્યાગ અને નીતિ-શુદ્ધિ પ્રચાર એ એના આલેખનનો શુભાશય છે પણ એના સર્જન-કાળે ને ત્યાર પછી પણ આ કૃતિ એના કર્તાના મૂળ આશયથી કંઈક વિપરીત પરિણામ જન્માવનારી અને અનીતિનો વિજય વર્ણવતી લાગવાથી શામળે આ

કૃતિ લખી જ ન હોત તો ઠીક એમ નર્મદને લાગેલું ને એક આધુનિક વિવેચકને એ કૃતિ બાળી નાખવા જેવી લાગેલી! જૂની ગુજરાતીમાં રત્નસુંદરે સં. ૧૬૩૮માં 'શુકબહોતેરી' યા 'સૂડા બહોતેરી', પછી જે 'રસમંજરી' યા 'સ્ત્રીચરિત્ર'ની વાર્તા ને જ્ઞાનદાસે લગભગ સં. ૧૬૭૦ પહેલાં 'સ્ત્રીચરિત્ર રાસ' રચેલો. આ ઉપરાંત એક મારવાડી ભાષામાં ને બીજી સં. ૧૮૦૫માં ગદ્યમાં સંભવતઃ કોઈ અજ્ઞાત બ્રાહ્મણ કવિની 'સૂડા બહોતેરી'ની પ્રતો પણ મળે છે. શામળની 'સૂડા બહોતેરી'ની લોકપ્રિયતાએ અન્ય કૃતિઓને વિસ્મૃતિના ગર્તમાં ધકેલી મૂકી. તે સમયે પ્રચલિત સ્ત્રીચરિત્રની અનેક વાર્તાઓના મૂળ 'કથાસરિત્સાગર' અને 'પંચતંત્ર'માં મળી આવે. 'અરબ્યન નાઇટ્સ', બોકેશિયો કૃત 'ડેકેમેરોન', ચોસરની 'કેન્ટરબરી ટેલ્સ', 'જહુ હાસ્યાદ્ભુતની વાર્તા' વગેરેમાં શામળ કરતાં પણ વધારે આગળ જાય તેવી વાર્તાઓ છે એમ જાણીને, નવીન સંસ્કરણથી શામળની આ વાર્તાઓ પ્રગટ કરવા જેવી લાગે છે તો ઈતરાકને તેમાં હાસ્ય, ચાલાકી, વાર્તાશાસ્ત્ર, ભાષા અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ રસ પડ્યો છે.

'સિંહાસન બત્રીસી' ઘણા વિવેચકોને મતે શામળની સર્વશ્રેષ્ઠ કૃતિ છે.

વિક્રમવિષયક વાર્તાચક્રમાં 'સિંહાસન બત્રીસી'નું સ્થાન ઘણું અગત્યનું છે અને કેટલાક વિવેચકો તો આ વાર્તાચક્રમાં 'સિંહાસન બત્રીસી'ને શ્રેષ્ઠ ગણે છે.

જૂની ગુજરાતી અને રાજસ્થાનીમાં વિક્રમ સાથે સંબંધ ધરાવતી કથાઓનું સાહિત્ય સંસ્કૃત પ્રાકૃતાદિ પ્રાચીન રચનાઓ તથા લોકપ્રવાહને આધારે ઓછામાં ઓછું પંદરમા સૈકાથી વિકસ્યું છે, અને ઠેઠ ઓગણીસમા સૈકા સુધી આ પ્રવાહ અવિચ્છિન્નપણે ચાલતો આવ્યો છે. વિક્રમ વિશેનું આ ભારતવ્યાપી વાર્તાચક્ર અને તેમાં પણ 'સિંહાસન બત્રીસી'ની વાર્તાઓનો સમુદાય ગુજરાતીમાં પુષ્કળ

પ્રમાણમા નિરૂપાયો છે અને કદાચ સૌથી વધુ લોકપ્રિય પણ છે 'સિંહાસન બત્રીસી' વિષેની રચનાઓમા ક્ષેમકરના સંસ્કૃત ઉપરથી મલયચંદ્રે સં ૧૫૧૯ આસપાસ જૂની ગુજરાતીમા 'સિં બ' લખી ત્યાર પછી જ્ઞાનચંદ્ર, સિદ્ધિસૂરિ દેઈદાસ, હીરકલશ, સંઘ-વિજય, વિનયલાભ, સુદરજી વગેરે જૈન અને જૈનેતર કવિઓએ ઓછા-વત્તા પ્રમાણમા આ વિષયમા રચના કરી છે

શામળ આ વાર્તા પરંપરાનો અને વિક્રમવિષયક કથાઓ લખનાર છેલ્લો પણ સૌથી લોકપ્રિય અને લોકવિખ્યાત કવિ છે એણે પોતાની વિક્રમવિષયક વાર્તાઓથી એની આગળના કવિઓના કાર્યને ઘણે અંશે ઢાંકી દીધુ છે આ કવિએ પોતાની 'સિં બ'ની રચના સં ૧૭૭૧મા શરૂ કરી, સં ૧૭૮૫મા પદર વાર્તાઓ પૂરી કરી અને બાકીની વાર્તાઓ ત્યારપછી રખીદાસના આશ્રયે સિંહુજમા રચી

પરંપરાથી ચાલી આવેલી આ વાર્તાઓનો પરિચય, જૈન પરંપરા ઉપરાંત કોઈક બીજી રીતે પણ એણે મેળવ્યો હશે, એ સ્પષ્ટ છે. આગળ ઉલ્લેખેલી બધી જ કૃતિઓ એણે જોઈ હશે એમ માનવાનુ ખાસ કારણ નથી, પણ આ કવિ એની સાદી કૃતિઓમા સંસ્કૃત, પ્રાકૃત, જૂની ગુજરાતી અને અન્ય પરંપરાઓમા લખાયેલી આ વિષય ઉપરની કૃતિઓનો સારો પરિચય સ્થળે સ્થળે પ્રગટ કરે છે એણે પરંપરાગત વાર્તાક્રમમા ફેરફાર કર્યો છે, તેમજ કેટલીક વાર્તાઓ નવી પણ રચી છે અને તેમને જૂની વાર્તાઓને સ્થાને ગોઠવી દીધી છે કહવાય બત્રીસ વાર્તાઓ પણ શામળે એ બત્રીસ વાર્તાઓમા આડકથાઓ સમેત લગભગ ૮૦ જેટલી વાર્તાઓ કહી નાખી છે

આ કૃતિ માટે શામળનો પોતાનો પણ અભિપ્રાય નોંધપાત્ર છે ગ્રંથનુ માહાત્મ્ય વર્ણવતા તે કહે છે

> 'જેહવુ શ્રીમદ્ ભાગવત, જેહવુ રામચરિત્ર
> તેહવુ ચરિત વિક્રમતણુ પૂરણ પરમપવિત્ર

આમા કવિ, શ્રીમદ્ ભાગવતકથા અને રામચરિતની સાથે વિક્રમચરિતને પણ મૂકે છે મધ્યકાલીન જીવનમા સસ્કારસિંચનના અને મનોરજનના જે સાધનો હતા તેમા પદ, આખ્યાન વગેરેની સાથે લોકવાર્તાનુ પણ ઘણુ મહત્ત્વ હતુ અને શામળ જેવો કુશળ વાર્તાકાર વાર્તાકથનની સાથે જ લોકશિક્ષણના સાધનભૂત અગો પણ વાર્તામા ઉમેરી દે છે એ ધ્યાનમા રાખીએ તો જે વર્ગને માટે એ લખતો હતો તેને માટે તો એનુ મહત્ત્વ ઘણુ મોટુ છે

ક્ષેમકર મુનિના નાનકડા સર્જનથી શરૂ થયેલી આ વાર્તા-સરિતા મધ્યકાલીન યુગમા લાખ્ખો શ્રોતાઓને વાર્તારસ પાતા પાતા અનેક સર્જકોને હાથે વધારે ને વધારે સમૃદ્ધ બનતી ગઈ છે અને શામળમા તો અનેક સ્થળેથી પોષણ પામીને એ મહાનદ જેવી દેખાય છે વાર્તાઓના આ વિકાસમા શામળના પુરોગામીઓનો ફાળો નહાનો સૂનો નથી, એટલુ જ નહી પણ શામળે કરેલા વિસ્તારમા બીજા અનેક સ્થળેથી એણે સ્વીકારેલી વાર્તાઓ અને આડકથાઓ પણ નોધપાત્ર છે. કદાચ આ વાર્તાઓ માટે શામળ વસ્તુ પરત્વે મૌલિકતાનો દાવો ઝાઝો ન કરી શકે પણ પદ્ધતિ પરત્વે અને વાર્તાઓના વિસ્તાર કરવાની શક્તિ પરત્વે એ માનનો અધિકારી છે શૈલીની, કલ્પના અને ભાવમાધુર્યની બાબતમા વધારે સામર્થ્ય બતાવનાર કવિઓ આ પરપરામા છે, પણ સમગ્ર રીતે જોતા અને શામળના હેતુને ધ્યાનમા રાખતા શામળને જેટલી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ છે તેટલી બીજા કોઈ કવિને ભાગ્યે જ પ્રાપ્ત થઈ છે, એ હકીકત છે

શામળ 'સિં બ'ની વાર્તાઓ લખે છે તેની પાછળ તેની ઇચ્છા 'નરનારીની ચાતુરી, નરનારીના ચરિત્ર' ('મદનમોહના' પક્તિ-૨૯૯૨) વર્ણવવાની છે અને એ કહે છે —

'સસ્કૃતમાથી શોધિયુ પ્રાકૃત કીધુ પૂર,
લોજપ્રબધ ભરતખડમા નારાયણનુ નૂર.'

—એ પણ નિર્ભેળ મૌલિકતા માટે એનો દાવો નથી એમ સ્પષ્ટ કરે છે.

'કહ્યું કથે તે શાનો કવિ?
શીખી વાત તે શાની નવી?'

(નંદબત્રીસી, ચોપાઈ ૧૦૩)

એમ એ કહે છે ત્યાં સંદર્ભ તો જેના મનમાં જારબુદ્ધિ વસી છે એને કશો વિચાર હોતો નથી એમ નિરૂપવાનો છે અને શામળ પોતાના અનુભવમાંથી ઘણા પરિચિત અને બંધબેસતા ઉદાહરણો આ ભાવને દઢ કરવા માટે આપતો જાય છે, તેમા આ પંક્તિ પણ લખી નાખે છે એટલે એણે કરેલો એ મૌલિકતાનો દાવો છે એમ માની લેવું વધારે પડતું લાગે છે. એણે પોતાની શૈલી પૂરતો પણ રસિકતાનો કે ભવ્યતાનો દાવો કર્યો નથી. બલકે એનો આદર્શ તોઃ

'સાદી ભાષા, સાદી કડી, સાદી વાર્ત વિવેક,
સાદામાં શિક્ષા કથે તેજ કવિજન એક'

(મદનમોહના—પંક્તિ ૨૯૯૦-૯૧)

એ છે એટલે શામળને કવિ તરીકે મૂલવવાનાં કે એની સાહિત્યસેવાની વિચારણા કરતા આપણે શામળને મૌલિકતા કે શૈલીની ભવ્યતા કે અખડલ્લહરી રસની દષ્ટિએ વિચારવાનો નથી પરંતુ જે લાખો ગુજરાતીઓને મનોરંજન તેમ જ વ્યાવહારિક જ્ઞાન પૂરું પાડવા સાથે પરોપકારયુક્ત જીવન પ્રત્યે તેણે અભિમુખ કર્યા છે અથવા ઓછામાં ઓછા એવા ઉમદા કાર્યોના પ્રશંસક બનાવ્યા છે તે દષ્ટિએ એની સેવા ધ્યાન ખેંચે છે લોકવાર્તાઓ રચનાર બધા કવિઓમા વધારેમા વધારે વિસ્તારમા અને વધારેમા વધારે પ્રમાણમાં જેની કૃતિઓ રસપૂર્વક વંચાઈ અથવા સંભળાઈ છે તેવો કવિ તો શામળ જ છે. શામળની વાર્તાઓનાં મૂળ કેટલીક વખત અણધારી રીતે અતિ દૂરના હોય છે. જેમ કે વેતાળપચ્ચીસી'ની શરૂઆતની આખ્યાયિકા

આપણને નઝરના સાધનોમાં જોવા મળતી નથી પણ છેક તિબેટન અને મોંગોલિયન ભાષામાં થયેલા 'વૈતાલપંચવિંશતિ'ના ભાષાન્તરોમાં આને મળતી આખ્યાયિકા પ્રારંભમાં મળી આવે છે (રવ ન ૦૮. ત્રિવેદી 'શામળનું વાર્તાસાહિત્ય'–પૃ ૩–૪)

શામળની વાર્તાસૃષ્ટિ અનેક રીતે ધ્યાન ખેંચે એવી છે એનું સૌંદર્ય પૂર્વકાલીન કથાઓને અનુસરતું હોવા છતાં કથાકાર તરીકે શામળની શક્તિઓને કારણે અપૂર્વ લાગે છે અને એનાં પાત્રો પણ વિશિષ્ટ છે એની પાત્રસૃષ્ટિ પૌરાણિક આદિ ધર્માના ગૌરવશીલ પાત્રોની નથી પણ લોક–કલ્પનામાં સદીઓથી પરદુઃખભંજક વીર પુરુષ તરીકે સ્થાન પામી ચૂકેલા રાજા વિક્રમ અને તેના સમયના માનવ તથા માનવેતર સત્ત્વોની બનેલી છે

વિક્રમ ભારતીય વાર્તાસૃષ્ટિનું અપૂર્વ પાત્ર છે પૌરાણિક દેવોને બાદ કરતાં, ભારતીય ભાષાઓમાં જેટલું વિક્રમ વિશે લખાયું છે, જેટલી વૈવિધ્યપૂર્ણ, ચમત્કારી, રસસભર વાર્તાઓ આ લોકહૃદયસ્થિત પરમ ન્યાયી, ઉદાર અને પરદુઃખભંજક રાજા વિશે લખાઈ કે આપમાં પ્રચલિત બની છે તેટલી બીજા કોઈને વિશે નથી વિક્રમ ઐતિહાસિક હતો કે નહિ એ સંશોધક ને અભ્યાસીએ વિચારવાનો પ્રશ્ન છે સામાન્ય માનવીની વૃત્તિ તો આ વાર્તાઓનો રસ માણવાની છે વીરપૂજાની વૃત્તિ સાર્વત્રિક છે અને માણસ પોતે કરવા યોગ્ય માનવા છતાં જે નથી કરી શકતો એવું કાર્ય કરી શકનાર કે એવા સદ્‌ગુણ આચરી બતાવનાર પ્રત્યે અહોભાવથી જોતો હોય છે અને આ વિક્રમ પણ મનુષ્યહૃદયને એ રીતે તરત આકર્ષી લે એવું પાત્ર છે

માણસ સ્વેચ્છાથી ઘણો ઓછો ત્યાગ કરી શકે છે ખરું જોતાં પારકાને માટે શ્રમ કરવાની એને વૃત્તિ સામાન્યતઃ હોતી નથી ત્યારે આ વિક્રમ જીવસટોસટના પરાક્રમો કરીને દુખીઓને મદદ કરે છે

તેમના દુ ખ દૂર કરે છે જ્યા હોય ત્યા બત્રીસલક્ષણા તરીકે પોતાનો ભોગ આપવા તે તૈયાર થઈ જાય છે વૈતાલ, રાક્ષસ અને હિ સક પશુઓ સામે ઝઝૂમે છે અને વૈતાન અને હ સિદ્ધિ માતાની સહાયથી ઇંદ્ર સામે પણ મોરચો માંડવા તૈયાર થઈ જાય છે બીજા પાનોમા પણ અનેક વૈવિધ્યપૂર્ણ વ્યક્તિચિત્રો મળે છે એમા સાહસ કરનારને, શિરચ્છેદ કરનારને અથવા તેલ કે ઘીની ઉકળતી કડાઈમા પડનારને અથવા પોતાને પીડનાર રાક્ષસ કે પ્રેત જેવા તત્ત્વોને મારનારને વરવા તૈયાર થતી સ્ત્રીઓ છે, સતીઓ છે, દુરાચારી સ્ત્રીઓ પણ છે યોગીઓ છે દેવો છે યક્ષો છે રાક્ષસો છે વૈતાલ છે કામધેનુ પણ છે અને બીજી માનવેતર સૃષ્ટિ પણ તેમા દેખાય છે

ચમત્કારોની આ દુનિયામા કઈ ખોટ નથી એટલુ જ નહી પણ ગમે તેવો ચમત્કાર અહી શક્ય બને છે જન્મજન્માતરની વાતો પણ આ પાત્રોને યાદ આવે છે સમુદ્રપર્યટનના ઉલ્લેખો અને વર્ણનો અનેક આવે છે સાગર ખેડનાર અને અઢળક ધન રળી લાવનાર વણિકો આ સૃષ્ટિમા ઘણા છે તે ઉપરાત એમા પુરુષ પાત્રો કરતા વધારે તેજસ્વી સ્વાભિમાની, કુશળ, સમસ્યાશોખીન તેમ જ પોતાનો હેતુ પાર પાડવા માટે ગમે તેવુ સાહસ કરવા તૈયાર થતી સ્ત્રીઓ પણ છે શામળની સ્ત્રી-પાત્રોની સૃષ્ટિ અત્યત વૈવિધ્યમય અને ગુણદોષયુક્ત છે, છતા શામળને પોતાને સ્ત્રીઓની નિંદા કરવી હોય એવુ માનવુ જરા વધારે પડતુ અને તેને અન્યાય કરનારુ લાગે છે જો કે શામળ પોતે આ બાબતમા પોતાની માન્યતા આ પક્તિમા વ્યક્ત કરે છે

'છે કોઈક જ એવી નારીઓ
નહી સહુ કો સરખી —(નદબત્રીશી)

અને શામળ એને 'નારી તું નાગણી' તેમ જ 'નારી નરકની ખાણ' એમ બે રીતે ઓળખાવે છે તે પર પરાને તેમ જ પ્રસગાનુરૂપ વર્ણનને અનુસરીને છે એમ લાગે છે શામળ કદાચ પોતાના જમાનામા સ્ત્રી-વિષયક જે અભિપ્રાય હોય તેનો પડઘો પણ પાડ્યો હોય.

શ્રી નવલરામ ત્રિવેદીને, શામળની સ્ત્રી-નિંદામા, પુરોગામી જૈન સાધુઓના લખાણની જવાબદારી લાગે છે

શામળની સેવા બીજી રીતે પણ મહત્ત્વપૂર્ણ છે એણે આ વાર્તાઓમા માન ચાલી આવેલી પરંપરાનુ જ અનુસરણ નથી કર્યું પણ પોતાના તરફથી અનેક વસ્તુઓ ઉમેરી છે ખરુ જોતા શામળની 'સિ બ' એક કથાકોશ છે અને એના સમયમા પ્રચલિત બહુસખ્ય પૂર્વપરંપરાગત કથાઓને, વાર્તામા વાર્તાની પદ્ધતિએ આ કૃતિમા ગૂથી લઈને શામળ એને વિસ્મરણની ગર્તામા લુપ્ત થઈ જતા અટકાવી એ એની મોટી સિદ્ધિ છે આજે વાર્તામા વાર્તા કે આડકથા આપણને ખટકે છે પણ ભારતમા તો આ પદ્ધતિ ઘણી જૂની છે આપણા પૌરાણિક સાહિત્યમા એ આખ્યાનો અને ઉપાખ્યાનો રૂપે પ્રગટ થઈ છે તો લોકપ્રિય વાર્તા પ્રકારમા 'પંચતંત્ર,' 'હિતોપદેશ' અને એના જેવા બીજાં સર્જનોમા એ પ્રગટ થઈ છે ઉપગત હીર-કલશ જેવાએ પણ પ્રાસ્તાવિક વાર્તામા એનો વિનિયોગ કર્યો છે શામચદ્રગણિ પોતાની કૃતિમા આ જ પદ્ધતિ અજમાવે છે એટલે શામળને દોષ દેવાને બદલે એણે માન પરંપરાનુ અનુસરણ કર્યું છે એમ કહેવુ ન્યાય-સગત છે વળી શામળે 'વેતાલ પચવિંશતિ'ને જુદી જ કૃતિ તરીકે ન રાખતા આની બત્રીસમી વાર્તા તરીકે ઉમેરી લીધી છે ચંદનમલયાગિરિ, હરણ, પચદંડ, અબોલાગણી નાવિક, હંસ, કાનડિયો, નૌકા, મેના-પોપટ, કાષ્ઠનો ઘોડો, પખાની વાર્તા, રણથભ ગઢના રાજાની વાર્તા, ભાભારામની એની પોતાની સ્વતંત્ર વાર્તા, જોગણની વાર્તા, લક્ષણબુદ્ધિની વાર્તા, સ્ત્રીચરિત્રની વાર્તા, રૂપાવતીની વાર્તા, મડાપચીસી (વેતાલપચીસી) વગેરે 'સિં બ' ની મૂળ પરંપરામા ન મળતી વાર્તાઓ છે એ બતાવે છે કે શામળે આમાની ઘણીખરી નવી વાર્તાઓ બીજા સાહિત્યમા જોઈ કે સાભળીને આ કથાકોશમા એનો વિનિયોગ કર્યો હશે વળી શામળને વાર્તાઓના મિશ્રણ કરવાનો ઘણો શોખ છે, એટલે સ્વાભાવિક રીતે જ મૂળ

પરંપરાની કોઈક વાર્તા શામળની નવી દેખાતી વાર્તાનો અંશ બની ગઈ હોય એમ પણ જોવા મળે છે.

ગુજરાતી પરંપરામાં ન મળતી વાર્તાઓની માહિતી પણ શામળને છે ને તેણે તેનો પોતાના સર્જનમાં સમુચિત ઉપયોગ કરી લીધો છે.

શામળની 'સિં. બ.'માં ની પૂર્વકાલીન પરંપરામાં નહીં એવી કેટલીક વાર્તાઓ છે પરંતુ એમાં 'પંચદંડની વાર્તા' ધ્યાન ખેંચે એવી છે પંચદંડની વાર્તા શામળની 'સિં. બ.' પહેલાં બીજી કોઈ 'સિં. બ.'મા મળતી નથી. આમ તો સંસ્કૃતમાં ને જૂની ગુજરાતીમાં પંચદંડ-વિષયક ડઝનબંધ કૃતિઓ મળે છે પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે શામળે રામચન્દ્રસૂરિ, નરપતિ, અજ્ઞાત કવિકૃત 'પંચદંડ-ચતુષ્પદી' (વિ સં. ૧૫૫૬) અને અજ્ઞાત ગુજરાતી ગદ્યકારકૃત 'પંચદંડકથા' (વિ સં. ૧૭૩૮) આ કૃતિઓ જોઈ હોવી જોઈએ. શામળ વિશેષતઃ રામચંદ્રસૂરિની પરંપરાને અનુસરે છે 'સિં. બ.'ની પાચમી પૂતળી હંસાના મુખે 'પંચદંડછત્ર'નું આખું વાર્તાચક્ર ઉપકથા રૂપે નિરૂપવું એ વાર્તાના આયોજનની મૌલિકતા છે

'ચંદનમલયાગિરિ'ની વાર્તા 'મડાપચીસી'મા આઠમી વાર્તા છે, પણ સં. ૧૭૧૧મા ઉપાધ્યાય સુમતિહંસ અને સં. ૧૭૬૩મા સાધુ અજિતચંદ—તેને સ્વતંત્ર વાર્તાનું ગૌરવ આપે છે. 'વૈતાલપચીસી' સ્વતંત્ર વાર્તા તરીકે ખૂબ લોકપ્રિય થઈ છે. સં. ૧૬૧૯મા દેવશીલે એને સ્વતંત્ર વાર્તા તરીકે રચી છે અને હેમાણંદે એને ૧૬૪૬ મા ગુજરાતી ગદ્યમા રચી છે એ વાર્તાનું મૂળ તો 'કથાસરિત્સાગર'ના શશાંકવતી લંબકમા મળે છે. ત્યાં પચીસે વાર્તાઓ વિસ્તારપૂર્વક આપેલ છે. 'કથાસરિત્સાગર', 'બૃહત્કથા' ને આધારે રચાયો છે એટલે આ વાર્તાઓનાં મૂળ ઘણાં પ્રાચીન છે, એ સ્પષ્ટ છે.

લક્ષબુદ્ધિની વાર્તા ખૂબ જૂની છે અને છેક 'પંચતંત્ર' સુધી તેમ જ પ્રચલિત લોકવાર્તાઓમા એના મૂળ જોવા મળે છે શામળે આ વાર્તાને જરાક જુદી રીતે 'સિં. બ 'માં (કથાક ૨૭) મૂકી છે આ 'સિં બ.'માં શામળે એ ઉપરાંત કેટલીક અત્યંત રસિક લોકકથાઓ અને વ્રતસાહિત્યની કથાઓનો પણ સમાવેશ કર્યો છે.

ચંદનમલયાગિરિની વાર્તા પણ લોકસાહિત્યમા પ્રચલિત વાર્તાનો વિસ્તૃત અવતાર છે, સાથે જ માધવાનલ કામકુંડલાની વાર્તા પણ સ્વતંત્ર વાર્તા હતી અને તેને શામળે આ વાર્તાચક્રમા સમાવી દીધી છે.

'સિં બ 'ની ૧૯મી 'ભાભારામની વાર્તા' શામળની મૌલિક છે. સમાજનો જેના ઉપર મુખ્ય આધાર છે એવી ખેડૂત કોમ-કણબીની પ્રતિષ્ઠા, એનો સ્વભાવ, ઈશ્વર ઉપરની શ્રદ્ધા, એનુ મહેનતુ જીવન અને એની રોજનીશી એ આ વાર્તાનો વિષય છે સંભવ છે કે પોતાના આશ્રયદાતા રખીદાસની જાતિની પ્રશંસા કરવા માટે કવિએ આ વાર્તા લખી હોય.

આમ, પરિણામ એ આવ્યુ છે કે શામળની 'સિંહાસન બત્રીસી' અન્ય સાહિત્યકારોની 'સિંહાસન બત્રીસી'ઓની તુલનાએ એક વિશાળકાય કથાકોષ બની ગઈ છે.

શામળ વિષે ઘણા વિવેચકોએ પોતાનો અભિપ્રાય આપેલો છે. છેક દલપત–નર્મદના જમાનામા પણ કવિ તરીકે કોણ ચઢે? શામળ કે પ્રેમાનંદ?–એ ચર્ચા 'બુદ્ધિપ્રકાશ' અને 'ગુજરાત શાળા પત્ર'મા ચાલેલી દલપતે શામળને વધારે મોટો કવિ ગણેલો. નર્મદે પ્રેમાનંદને એ સ્થાન આપેલુ. બેઉ કવિઓની કાવ્યવિષયક સમજને ઉપર્યુક્ત અભિપ્રાય અનુકૂળ જ છે. નવલરામ હરેન, તટસ્થ ને અભ્યાસી વિવેચક હતા પ્રેમાનંદ અને શામળ વિષયક એમના અભિપ્રાયોનો

આજે પણ માનપૂર્વક ઉલ્લેખ થાય છે તે લખે છે "શામળ ઉપર ઉપરથી વર્ણન કરે છે ઘાડી મસ્તી નથી જો સભારીને અનુભવ ઉપરથી લખતો હોય એમ જણાય છે Inspiration નથી તેના કકડા પડે છે એથી જ વચના વર્ગનાને (અધભ્યરાને) ગમે છે પ્રૌઢ બુદ્ધિવાળાને પ્રૌઢ બાની જ ગમે શામળ બીજા લોકના વિચારમા વધારે ઊતરતો જણાય છે સાધારણ અજ્ઞાન લોકોને કેમ લાગે છે એ જાણે છે એ કવિ છે તેથી કુદરત massesમા માલમ પડતી કુદરત–તે જ ચીતરે છે શામળ નવી manners અને જૂના વિચાર ચીતરનારો છે પડિતનો કાવ્યગુણનો કવિ પ્રેમાનદ અને વાણિયા એટલે સંસારબુદ્ધિવાળાઓનો કવિ શામળ શામળની વાત કહેવામા પણ ઘણી ઉતાવળ કોઈ વસ્તુને એનુ મન ઠરીને જોતું નથી ભમરાની પેઠે સુગધ લેતુ જાય છે, ઊડતુ જાય છે અહભાન ભૂલી કદી તલ્લીન થતુ નથી મસ્તુ નથી વિવશ થતુ નથી તેથી શામળની વાતોમા unity નથી"

શામળ વિશેનો આ અભિપ્રાય આજે પણ કેટલો સાચો લાગે છે! પ્રેમાનદ અને શામળ વિશેની સ્થૂલગામી વિચારણા અનેકદેશીય અને મૂલતત્ત્વોને સ્પર્શનારી છે

ગોવર્ધનરામે શામળને એક સુધારક તરીકે પોતાના વ્યાખ્યાન 'Classical Poets of Gujarat મા ઉલ્લેખ્યો છે એમના અભિપ્રાયને સાહિત્યના કેટલાક ઇતિહાસકારોએ જેમનો તેમ સ્વીકાર્યો છે ગોવર્ધનરામના સમયમા સશોધન–વિષયક સ્થિતિ એવી હતી કે એમણે આપેલો આ અભિપ્રાય નવાઈ પમાડનો નથી પણ આજની સ્થિતિમા આપણે જોઈ શકીએ છીએ કે શામળમા જે વિચાર અને અને આચારની નવીનતાનું નિરૂપણ થયુ છે તે પર પરાને આભારી છે એનો યશ કે અપયશ બેઉ પર પરાને ફાળે જવા જોઈએ

મુખ્ય બે કાવ્યવસ્તુ પર ને આધુનિક અર્થમા જૂના કવિઓને

મૌલિક નહિ કહી શકાય. શામળ આમાં અપવાદ રૂપ નથી. અનેક પ્રચલિત લોકકથાઓ ઉપરાંત 'કથાસરિત્સાગર,' 'સિંહાસન દ્વાત્રિંશિકા,' 'વેતાલપંચવિંશતિ' 'શુક સપ્તતિ,' 'ભોજપ્રબંધ,' 'પંચતંત્ર' જેવા સંસ્કૃત વાર્તા–ભંડારનો તેમજ અસાઈત, ભીમ, ગણપતિ, નરપતિ, મધુસૂદન, શ્રીધર, શિવદાસ, જ્ઞાનચંદ્ર, સિદ્ધિસૂરી, હીરકલશ, સંઘવિજય, વિનયલાલ ઈત્યાદિ લોકવાર્તાના પુરસ્કારક પુરોગામી જૈન જૈનેતર લેખકોના વાર્તા–સાહિત્યનો પણ એણે લોકોની રસવૃત્તિને અનુરૂપ બની, સમુચિત ને હૃદયંગમ ઉપયોગ કર્યો ને વર્ષો સુધી ચવાઈ ગયેલા, પરંપરાથી એક ઢાળામાં વહેતા કથાપ્રવાહને શામળે મુક્ત કર્યો એ એની વિશિષ્ટતા અને ચિરંજીવી સાહિત્યસેવા પણ ગણાશે.

આખ્યાનક્ષેત્રે પ્રેમાનંદની પણ આવી જ ચિરંજીવી સાહિત્યસેવા છે. એણે એના પુરોગામી ભાલણ, નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની આદિને અને કાળિદાસ, નિષ્કુલાનંદ, ભોજો, ગિરધર ને દયારામ જેવા અનુગામીઓને આખ્યાન–કલા–સિદ્ધિમા પાછળ પાડી દીધા છે.

ગદ્યના અભાવે મધ્યકાલીન સાહિત્યમાં ઘણુ બધુ સર્જન પદ્યમાં થયું છે પણ જે કંઈ પદ્યમા રચાય તે બધું જ કાવ્ય નહીં. નિરપેક્ષ દૃષ્ટિએ કાવ્યતત્ત્વનું મૂલ્યાકન કરતા મધ્યકાલના સાહિત્યની આ મર્યાદાને ભૂલવી જોઈએ નહીં.

આગે ય આચાર્ય ધ્રુવ કહે છે તે પ્રમાણે, મધ્યકાલના ઘણા કવિઓનું 'રસાત્મક વિશ્વ' સંકુચિત છે. દર્શન અને વર્ણનની મર્યાદિત શક્તિને કારણે 'કવિ' કરતાં 'ભગત'ના અભિધાને એ ઓળખાય એમાં 'કવિ' શબ્દનું ગૌરવ અને ઔચિત્ય તેમ જ તેમનું સાચું મૂલ્યાંકન છે. શામળની તો કાવ્ય અને કવિની વિભાવના જ 'સાદી' અને સરળ છે; પણ દર વખતે સાદાઈ એ કાવ્યની મર્યાદા જ નથી. એક તરફ જો એ પ્રસાદ ને માધુર્યની સાધક બને છે તો બીજી તરફ સાધારણતા ને સામાન્ય ગદ્યમા સરી પડે છે. શામળના પદ્યમાં ઘણું એવું ગદ્યાળવું (Prosaic) તત્ત્વ ઊતરી આવ્યું છે.

નરસિંહ કે અખા જેવા દર્શનની અપેક્ષા સ્વાભાવિક રીતે જ આપણે શામળમાં ન રાખીએ, પણ પ્રેમાનંદ જેવી, પ્રસંગવર્ણન, રસજમાવટ અને પાત્રનિરૂપણની અપેક્ષા તો સકારણ રાખી શકીએ; પણ આ બાબતમાં આપણને શામળની વિશેષતાઓ કરતાં મર્યાદાઓ વિશેષ જણાય છે

આ સંચયમાં આપેલું, 'મદનમોહના'ની નાયિકા મોહનાનું શબ્દચિત્ર (પૃ નં ૮૭ થી ૮૯)—એ સામાન્ય રીતે શામળની નાયિકા-વર્ણન—શક્તિનું પ્રતિનિધિ ગણી શકાય. 'નંદબત્રીસી'માં એવું જ એક સુંદર શબ્દચિત્ર છે:

> "ચપળ નેન અંજન સર્યાં, ચકવાકિ જુગ જોડ;
> કનક કળશ ઉર ઓપતા, ક્ષણમાત્ર નહીં ખોડ;
> ઉદર ઉપર ત્રિવળી પડી, પેટ તે પોયણ પાન,
> ગ્રીવા કપોત સરીખડી, ઉજ્જવળ ઓપિત વાન."

પણ સામાન્ય રીતે દર્શન કે જીવનનિરૂપણ કરતાં કહેણજીવનના વર્ણનમાં રાચતી શામળની કવિત્વ શક્તિ—એનાં નાયિકા—વર્ણનોમાં કેવી રૂઢ, એકધારી ને કલ્પના-પંગુ લાગે છે તે નીચેનાં કેટલાંક દૃષ્ટાંતો પરથી સ્પષ્ટ થશે.

શામળના વિપુલ સાહિત્યમાં, નારીસૌંદર્યવર્ણનના જે અનેક શબ્દચિત્રો આવે છે તેમાં એકવિધતાનો દોષ એ તો ઊડીને આંખે વળગે તેવો લાગે છે ચંદ્રવદની, શશિવદની, મૃગલોચની, ગજગામિની, હંસગામિની, 'શરદચંદ્ર શોભે ભામિની,' 'સિંહાકારે કટિનો લાંક,' 'રૂપતણું કંઈ ધામ,' 'પાન સરિખું પેટડું', અધર જાણે પરવાળ,' 'પોપટચરણી નાસિકા, ગજના સરખી ચાલ,' 'નાગફેણ શો ચોટલો, ભ્રુકુટી ધનુષાકાર,' 'પયોધર પદ્મ સરીખડાં, મોળકળા વિસ્તાર,' 'દંત જાણે દાડમકળી,' 'ઉરસરોજ બે ઊંડીયાં, બિલીફળ આકાર,' 'ચતુર ચતુર સુજાણ'—આ વિગેરે કે રૂઢ કાવ્યપદાવલિ 'નવ વરસની નારીની

નાર, મોટીને થયા વરસ જ બાર' (સિં. બ. માં વિધાતાની વાર્તા નં ૧૦) ...એમ ગમે તે વયની નાયિકાને માટે સામાન્ય રીતે શામળ વાપરે છે. અરે! 'સિં. બ.'ની પાનનાં બીડાંની વાર્તા (નં ૨૧) મા તો રૂપવંત રાજાની ચારેય કન્યાઓનું એકધારું ને એક સામટું રૂપવર્ણન આપી શામળ સંતોષ માને છે!

✓ 'રૂપવંત એક રાજા સાર, તેને ઘેર છે કન્યા ચાર,
રૂપે રૂડી સુંદર સતી, મહામનોહર નિર્મળ મતિ.
.. .. .. .. .. ...
.. .. .. ... ... ...
એવી છે ચારે કન્યાય, નહીં ભામની કો ભૂતળ માય'

શામળના, નાયિકાનાં શબ્દચિત્રોની તુલનાએ એના, નાયકનાં શબ્દચિત્રો તો એકધારાં, નીરસ ને અતિશયોક્તિવાળા વધુ હોય છે. એમનાં 'લક્ષણ વીસ ને બાર' જ હોય એ 'ચૌદ વિદ્યાના ગુણ જાણ' જ હોય 'છત્રીસ રાગ ચલાવવામા' નિપુણ, 'મૃગયામા વીર' ને ધનુર્વિદ્યાના ધીર' જ હોય!

અલબત્ત, સૌંદર્યવર્ણન, યુદ્ધવર્ણન અને વનવર્ણનોમા ક્વચિત્ પ્રેમાનંદમા પણ રૂઢતા ને એકવિધતા આવે છે, છતાંયે એની કલ્પકશક્તિ, ચિત્રાત્મકતા ને પ્રાસાદિક ગૌરવાન્વિત કાવ્યપદાવલિને કારણે તે કંટાળો આપતા નથી

'મદનમોહના'મા સોપારાની રાજકન્યા કૃષ્ણાવતીનું, શામળ હિંદીમા વ્રજ-કાવ્ય શૈલીને અનુસરતી શૈલીમા શબ્દચિત્ર આપે છે તે કેટલું સુંદર, રોચક ને કાવ્યાત્મક છે!

"ફૂલકી માલા બની ઇક સુંદર, હાથમેં ફૂલ લિયે જનુ ખરી હૈ,
ફૂલકી સારી, ફૂલકી ચોરી, ફૂલમે બાસ સુબાસ ભરી હૈ.
નૈન ભયે દો ફૂલ ગુલાબ વો, નાસિકા ફૂલકી કાચી કરી હૈં,
સામલ કેહે એ ફૂલ હી ફૂલસુ, ફૂલસુ આપ બિધાતા ઘરી હૈ"
('મદનમોહના' પંક્તિ ૨૪૫૯-૬૨)

પણ આ તો સૌંદર્યની ખડલહરી! જે અખંડ સૌંદર્ય-લહરી ને રસલહરી પ્રેમાનંદમાં અનેકવાર જોવા મળે છે તે શામળમાં કવચિત્ જ.

પ્રેમાનંદના અલંકારોમાં હૃદયંગમ ને ચિત્રાત્મક કલ્પનાનું જે લલિત તત્ત્વ રહેલું છે તે પણ શામળમાં બહુ ઊંચી કોટિનું નથી.

ભૂપ! મ્હેં દીઠી અજ વેલડી, સખી ભિ મધ્ય ઉભી અલબેલડી
કદળીસ્થંભ જુગલ સાહેલડી વચ્ચ વેદભી' કનકની વેલડી '

કે વેર જાણે હેમની અનેત ફૂલે ફૂલી'—પ્રેમાનંદ તમયતીનું આવું કલ્પનારસ્યુ ને કવિ નમર્મ શબ્દચિત્ર આપે છે ત્યારે શામળના ઘણા શબ્દચિત્રો કલ્પનાગર્ભ અર્થાલંકારને બદલે શબ્દાનુપ્રાસવાળા હોય છે 'ઉદ્યમકર્મસંવાદ'માં કામસ્ત્રાનું વર્ણન—

'ઠમ ઠમ ચરે ચમકતું ઝમઝમ વાગે ઝેર
ઘમ ઘમ વાગે ઘુઘરા કામ તણી સમશેર '

કે 'મદનમોહના'માં ખાટનું શબ્દચિત્ર—

હીંચોળા ખાટ હીરે જડી પરવાળાની પટ,
ઘમકે ઘૂઘર ઘોર ઘન સ્ફાટિક મણિના કાઠ'

કે એ જ કૃતિમાં કાકુતીની સભામાં નાયગાનનું વર્ણન—

વગે ચોઘડિયાં નિત્ય નિસાણ, ઠેલમૂ ગે વિધવિધ વખાણ,
સંગીત વાજાં વાગે ઘણાં મન હરે મહાચતુર તણાં
ઘડીએ ઘડીએ રાગ રંગ શોભે તે સામદનો સંઘ
જ ઘડિયાં તાણે એ જોર ઠેકારાથી વાજે ઠોર
શરણાઈ ઠેરી નીકળ નદ, સંગીતવિદ્યારીઝિત સાદ,
રણકારે ઝણકારે ઝણઝણી કાકુકારે ઠણકારે કિકણી
ઉન્નસતા જેવી ત્યાં નરત સુરતાલની શોભા શરત
રહિયા વાજે વિવિધરૂપ ભરી સભામાં બારે ભૂપ '

કે 'સિં મ મા 'કામધેનુ'ની વાર્તા (નં ૨૨)માં—

"રમઝમ રમઝમ રમઝમ કરતી, ઘણી ઘુઘરી ગાજે મા,
ઠમઠમ ઠમઠમ ઠમકા કરતી, વિંછવા અણુવટ વાજે મા
શોભા સદન વદન શશિપુરણ, મદનમોહન મદમાતી મા,
ગુણનિધિ રિધિ સિધિ સરૂપી, ગુણ સેવકમન ગાતી મા"

આવા શબ્દાનુપ્રાસવાળા શબ્દચિત્રોમાં પણ ક્યાંક ક્યાંક ઊંચી કવિતાના ચમત્કાર જણાય છે એ શામળના ગુણપક્ષે નોંધવું જોઈએ દા. ત. 'સિં. બ.'ની રૂપાવતીની વાર્તા (નં. ૬૧)માં કૃષ્ણનું શબ્દચિત્ર જુઓ —

"અજવાળું અંતરિક્ષ થયું, કોટી મદન તત કામ;
સ્વપ્નાવત્ સહુ નિરખિયું, ગુણસાગર ઘનશ્યામ
પીતાંબર પલવટ કરી, ઝળકે કુંડળ કાન,
વૈજયંતિ ઉર માળ છે, ભ્રૂકુટી ભાને વાન
ધમકે નેપુર ઝાંઝરી, ઘમઘમ ઘુઘરી પાય,
વિઠ્ઠલવર ચરણાગિયો, વેણુ મધુરી વાય
રૂપ અષ્ટપદ અનંતનું, છે અતિ શોભિત શ્રેષ્ઠ,
જેની વાગે દુંદુભિ, થાયે પુષ્પની વૃષ્ટ
ચંદન અરચ્યાં ભાવના, કેસરકુમકુમ રોગ,
અત્તર બરાસ અરગજા, ઘણા અમર ઘનરાજ"

શામળની 'અંગદવિષ્ટિ' ને 'રાવણમંદોદરીસંવાદ' — એ બે કૃતિઓમાં નો વર્ણનપ્રધાન વર્ણસગાઈવાળી, અર્થના બોજે પણ પ્રાસ-અનુપ્રાસવાળી ને સભારંજની શબ્દાલંકારવાળી ઘણી કવિતા મળે છે 'અંગદવિષ્ટિ'માંથી એક અવતરણ જોઈએ —

"ઘોડલા, જોડલા ટોડલા એકના, પોળિયા પોળ પરચંડ પાળા,
મેડિયા ડેડિયા માળિયા જાળિયા, રાવણા કેરલા રખવાળ,
રોળિયે ટોળિયે નીરમાં બોળિયે બાળિયે એહના ચિત્ત ચાળા,
પ્રતાપ એ નામનો, હુકમ હોય રામનો, લંક બાળી કરું સર્વ કાળા"

× × ×

"લોક કહે લક્ષપતિ કોણ મારે મને, અશોક શોકવત નગર નરખું !
લકાનો વંક તે અંક રજ રકવત, નિશ્શંક પે પૃંગ પંખ પરખુ !
ઈન્દ્રજીત કુંભકા તુંભકા તોલવત, દુંભકા દેખીને હિત હરખું!
ચરવણું ચાવણું ભૂખનું ભાવણું, રાવણું પ્રાવણું બાળ સરખું."

ઊંચી ને સાચી કવિતામાં કલ્પના એ તો મોટું તત્ત્વ છે પણ શામળમાં એની માત્રા મર્યાદિત સ્વરૂપની છે વસ્તુ ને વાતાવરણની સજાવટમા એ મર્યાદિત મૂડી ખરચાઈ જતા, અલંકારોની બાબતમા શામળ ઘણીવાર ઝાંખો પડી જાય છે રોજિન્દા જીવનવ્યવહારનુ અને લોકજીવનનુ એનુ નિરીક્ષણ સમૃદ્ધ લાગે છે એટલે ઉપમા-અલંકારો માટેના સાદશ્યો અને ઉપમાનો પણ એ નિત્યપરિચિત વસ્તુ-જગતમાથી ઉપાડે છે. દા. ત.—

૧ દષ્ટે દષ્ટિ જ્યારે મળી, પય મધ્યે જ્યમ સાકર ભળી.
(રૂપાવતીની વાર્તા ૩૧)

૨. નાગથી નવ મેલે મોત, જાયે ગોફણ ગોળા મોત ( ,, ,, ,,)

૩. જુગતું જોડું પરણશે, જ્યમ સાકર ને ખીર. (પદ્માવતીની વાર્તા)

૪. પાડા પાડીનુ શુ કામ, વાસણ દૂધ ભરાવો ઠામ
(ભદ્રાભામિનીની વાર્તા-૨૬)

૫ સરખે સરખી આપણ જોડ, કરીએ પ્રીત જેમ વાધે કોડ,
નદી નાવ સજોગે મળી, હરખે દૂધમા સાકર ભળી
(ભદ્રાભામિનીની વાર્તા-૨૬)

૬. તેનું રૂપ તે કોણ જ કળે, જેમ હીરો કુંદનમા ભળે.
(ભદ્રાભામિનીની વાર્તા-૨૬)

૭ ઘણા જેવડું સ્ત્રી છે રતન જાળવી કરવા તેહને જતન
(કમળની વાર્તા-૧)

૮. દૂધ દૂઝણી ગજા માહરે, હું તો પાય લાગું તાહરે
(કાવડિયાની વાર્તા- ૨)

૯. શક્તિ સ્વરૂપ તે શેલડી (તેનાં) સાકર ખાંડ ને ગોળ;
અરસપરસ એ એક છે, જેમ તલ તેલ ને ખોળ. (સૂડાબોંતેરી)

૧૦. વાડ થઈ ને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ ક્યાંથી મળે?
ખાણું ખાતું હોય જો અન્ન તો જીવે નહીં એક જન. (નંદબત્રીસી)

૧૧. સોનું અર્થ આવે શે વાંન જે પહેર્યેથી ત્રૂટે કાંન.
(કાવડિયાની વાર્તા–૧૨)

૧૨. આવ્યા હેરું આટલું, કદમે પૂરું નવ થાય,
જેમ જેમ માંહે ઉમેરીએ, તેમ તેમ હેઠું જાય.
(સ્ત્રીચરિત્રની વાર્તા-૭૯)

૧૩. શામળ ગોળા ચાવલ છડે, ત્યમ વેરી પર કર વાવરે.
(મદનમોહના) વગેરે.

પોતાના જમાનામાં શામળ ઘણો લોકપ્રિય કવિ હતો. તે વખતની સામાજિક સ્થિતિમાં શામળની વાર્તાઓ સહેજે લોકાદર પામી. એની કેટલીક વિશેષતાઓ નોંધપાત્ર છે. એક તો એની અસાંપ્રદાયિકતા. એને પરિણામે હિંદુઓ સિવાયના બીજા વાંચકો પણ મનોરંજન ઉપરાંત જીવનપરિચય માટે એની વાર્તાઓ હોંશથી વાંચે એ શક્ય છે. શામળનું વસ્તુવિધાન ઝડપી છે, જો કે એની આડકથાઓ એ વસ્તુવિધાનને એકધારું વહેવા દેતી નથી, છતાં વાર્તાકાર તરીકે પ્રસંગોને આકર્ષક રીતે નિરૂપવાની શક્તિ એણે ઘણી બતાવી છે. શિક્ષણનો પ્રચાર ઓછો હતો, એ સમયમાં શામળની ભાષાશૈલી સામાન્ય લોકસમુદાયને સમજાય અને આકર્ષક નીવડે એવી હતી. શામળનો આદર્શ તો સાદી અને સરળ નિરૂપણશૈલીનો છે. તે વખતના સામાન્ય શ્રોતા કે વાચકો ચમત્કારોમાં માનતા અને ચમત્કારોમાં એમને રસ પણ હતો. લોકવાર્તાની સૃષ્ટિ જ ચમત્કારપ્રચુર છે, તેથી આજની ઘડાયેલી રુચિને જે ચમત્કાર કઠે તે તે જમાનાની રુચિને ન કઠે, બલ્કે સદે એ સ્વાભાવિક છે.

કવિ તરીકે શામળનો વિચાર કરતાં નવલરામ પંડ્યાની એક વાત સાચી લાગે છે કે એની વાર્તાનો રસ ખંડલહરી છે. સાથે જ નર્મદનું કથન કે શામળની કવિતામા તર્કથી લહેર આવે એવું ઘણુ છે એ વિધાન પણ નોંધપાત્ર છે. શામળ ઘણી જગ્યાએ પોતાનો ઉલ્લેખ 'કહે કવિ શામળદાસ' જેવી ઉક્તિઓથી કરે છે; છતાં એક સમર્થ વાર્તાકાર હોવા છતા એ કવિ તરીકે સામાન્ય છે એમ જ માનવું પડે છે, કેમ કે એનામા કાવ્યરસ ઉપજાવનારી શક્તિ ને નિરૂપણપદ્ધતિ કરતા કથારસને જન્માવનારી ને જમાવનારી શક્તિ વિશેષ છે. કાવ્યને પોષક પ્રસંગો પારખવા, વિકસાવવા અને રસજમાવટ કરવી એ પ્રેમાનંદની મહત્ત્વની શક્તિ શામળમા ઘણી ઓછી દેખાય છે. પાત્રોનું માનસશાસ્ત્રીય નિરૂપણ અને માનવ મનનાં અનંત પાસાનુ વૈવિધ્યભર્યું આકર્ષક નિરૂપણ પણ શામળમા ઓછું દેખાય છે. જેટલું દેખાય છે તેટલું પણ ઘણી વખત પરંપરાને આભારી હોય એમ લાગે છે પ્રેમાનંદ જે મનોહર સૂક્ષ્મ નકશી ભાષાની બાબતમા કરી શકે છે તે પણ શામળમા ભાગ્યે જ દેખાય છે. શામળની કથનપદ્ધતિ દુહા, ચોપાઈ, છપ્પા વગેરેમાં સડસડાટ આગળ વહે છે. શામળે શબ્દોનો ઉપયોગ પણ ખાસ વિવેકપૂર્વક કર્યો હોય એમ લાગતું નથી ઘણી વખત શબ્દો નિરર્થક રીતે પંક્તિપૂર્તિ કરવા માટે વાપરેલા દેખાય છે ઉપરાંત, અલંકારોના ઔચિત્યપૂર્ણ ઉપયોગની પણ શામળમા ઝાઝી છત વરતાતી નથી. પ્રેમાનંદ છંદ કે દેશી, શબ્દવૈભવ, અલંકારવૈભવ, ભાષાપ્રભુત્વ, વર્ણનશક્તિ, રસજમાવટ ને રસપ્રતિદ્વારા રસાનુભૂતિ કરાવી શકે છે તે બધાં અંગો શામળમા ઓછેવત્તે અંશે ખૂટતા હોય તેમ લાગે છે ઉપરાંત એના પાત્રાલેખનમા પ્રેમાનંદ જેટલી વિવિધતા ભાગ્યે જ જોવા મળે છે છતાં એક વસ્તુ વિશેષ ધ્યાન ખેંચે છે. સામાન્ય રીતે એના સ્રીપાત્રો તેજસ્વી હોય છે, સ્રીસૌદર્યના વર્ણનો પણ એના એકધારા હોય છે, એમ જુદી જુદી કૃતિઓની નાયિકાઓના

વર્ણનોને સરખાવી જોતા સ્પષ્ટ થાય છે, પણ એ સ્ત્રીઓનો સ્વતંત્ર મિજાજ, એમની કુશળતા, હિંમત, સાહસવૃત્તિ, ચતુરાઈ, પુરુષો સાથે હોડ કરવાની વૃત્તિ અને કવચિત્ પુરુષ દ્વેષ-આ બધુ નોધપાત્ર લાગે એમા નવાઈ નથી આ બધી વિશેષતાઓ શામળને એક સાદા પણ સમર્થ લોકવાર્તાકાર તરીકે આપણી સમક્ષ રજૂ કરે છે

શામળનુ મુખ્ય આકર્ષણ તો એની વાર્તાઓના અંતર્ગત સ્વરૂપમા રહેલુ છે જે જમાનામા શામળ ભટે સાહિત્ય-સર્જન કર્યું તે જમાનાને અપરિચિત અદ્ભુત રસ-સૃષ્ટી, પ્રેમ-શૌર્યનુ આલેખન કરતી અને સાહસો અને પરાક્રમોનો ચીતાર રજૂ કરતી વાર્તાસૃષ્ટિમા એક પ્રકારનું આકર્ષણ અને Romance રહેલા છે એ જ એની વાર્તાનુ પ્રધાન આકર્ષણ ઉપરાંત શામળની વાર્તાના બીજા કેટલાક તત્ત્વો પણ ગણનાપાત્ર છે જેમ કે એના સામાન્ય નીતિ-વિધાનો એ હાર એના જમાનાની માન્યતાઓ, એ જમાનાના લોકજીવનનો ચીતાર અને કેટલુક વ્યવહારજ્ઞાન લોકોને આકર્ષક નીવડે જ ઉપરાત શામળની સમસ્યાઓ એની વાર્તાઓનુ એક નોધપાત્ર લક્ષણ છે એનો અર્થ એમ નથી કે એના પુરોગામીઓની વાર્તાઓમા સમસ્યાઓનો સમાવેશ નહોતો થતો, પણ શામળે લોકવાર્તાના આ અંગને વિશિષ્ટ રીતે ખીલવ્યુ છે અને એમા ગણિત-ગમ્મત, શબ્દ ચાતુર્ય, ઉખાણા, પૌરાણિક ઉલ્લેખો વગેરે ભિન્નભિન્ન રચનાઓને ગમે તેવી સમસ્યાઓ આવી જાય છે એ જમાનામા આ સમસ્યાઓએ પણ ઠીકઠીક આકર્ષણ જમાવ્યુ હશે, એમ કહી શકાય /

કવિ તરીકે શામળ જીવશે એના અનેક ચલણી છપ્પાથી અને સાદા ડહાપણના દરિયા જેવા એના સુભાષિતોથી કવિ તરીકે શામળ અહી ખૂબ સ્વાભાવિક પણ લાગે છે એ સુભાષિતોમા નિરૂપિત વસ્તુ તો, સસ્કૃત સાહિત્યમા વ્યક્ત થયેલ આપણી સસ્કૃતિના સત્વ જેવુ છે એટલે એ બાબતમા શામળની મૌલિકતા જરા ખાટી જાય

તેમ નથી પણ સમાજના બહુસંખ્ય લોકો, જેમનો સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ નહિવત્ છે, જેમને માટે શામળે ગુજરાતીમાં આ સુભાષિતોનો જે વિપુલ ને કિંમતી ભંડાર લભ્ય કરી આપ્યો તે માટે તો શામળ ખરેખર બહુમાનનો અધિકારી છે જ. આ ઉપરાંત એણે રોચક ને ચાતુર્યયુક્ત સમસ્યાઓ દ્વારા, પ્રજાની બાલકલ્પનાની કેળવણીનું જે કામ કર્યું છે તે પણ આજેય તે પ્રશસ્ય છે.

જ્યારે 'કલાની ખાતર કલા' અને 'જીવનને ખાતર કલા'નો વાદ પ્રવેશ્યો નહોતો અને નવા અર્થમાં વિવેચન શરૂ થયું નહોતું ત્યારે રચાયેલી આ વાર્તાઓમાં જીવનને સમજવામાં અને સારી રીતે જીવવામાં ઉપયોગી થાય એવાં સૂચનો કે ઉપદેશવાક્યો કે નિરૂપણ આ વાર્તાઓમાં સ્વાભાવિક છે. જે કામ આખ્યાનોએ લોકોને ધર્મ પ્રત્યે અભિમુખ બનાવીને કર્યું છે અને મનોરંજનની સાથે સાથે સંસ્કારિતાના અમૃતનું પાન કરાવ્યું છે તે જ કામ આ વાર્તા-પરંપરાએ પણ અમુક પ્રમાણમાં કર્યું છે. જો કે બેઉ સ્થળે વાતાવરણમાં ઘણો ફરક છે. સમસ્યાઓ દ્વારા કે સૂક્તિમૂલક છપ્પાઓ દ્વારા મનને અને હૃદયને કસે, વિનોદ પૂરો પાડે અને વધુ સંસ્કારી બનાવે એવાં તત્ત્વો આ વાર્તાઓમાં ઘણાં છે, અને તે શામળની વાર્તાઓમાં ઠીક જગા રોકે છે. અર્વાચીન યુગમાં આ બધાં તત્ત્વોને લીધે વાર્તાનો સળંગ રસાસ્વાદ કરવામાં મુશ્કેલી અનુભવાય છે. પણ તેના સમયનું કથાસ્વરૂપ અને તેના સિંહુજના શ્રોતાઓની માનસિક કક્ષા, રુચિ તેમજ આવશ્યકતા અને તેમની પાસે પડેલો વિશાળ અવકાશ તેમ જ જરૂરી ધીરજનો વિચાર કરીએ તો એ ક્ષતિરૂપ નહીં પણ ભૂષણરૂપ લાગવાં જોઈએ. એ દૃષ્ટિએ, ગુજરાતના લોકજીવનમાં કલ્પનાનો આનંદ ઉમેરવાનું શામળનું કાર્ય, જરૂર મહત્ત્વપૂર્ણ લાગશે.

* * *

## સરસ્વતિ-સ્તુતિ

થી વિદ્યા સેવું સરસ્વતિ, મયા કરો મુજ પર મહામતી,
કમળ ભૂ તનયા ભગવત નેણ વેદ ચાર નાણી શુભ વેણ
હંસવાહની જાણું સુજાણ, વીણા પુસ્તક પકડ્યા પાણ,
દંડ કમંડળની ધારણી, કલ્યાણકોટિધા ક્રમકારણી
વિષ્ણુને તૂઠી તું વેદ, ભુવન ચૌદવત કીધા ભેદ
તૂઠી તું શિવજીને શક્ત, સહાગ જોર કરણ તે જકત
બ્રહ્માને તૂઠી ધન પ્રષ્ટ, સરજિત સઘળી તેને સૃષ્ટ
કરુણા તે વાલ્મિકને કરી, શતકોટી રામાયણ કરી
તૂઠી વેદ વ્યાસ સુજાણ, પામ્યા અષ્ટાદશ પુરાણ
તૂઠી શંકર સ્વામી બોધ, સવા લાખ ગ્રહ આગમ કીધ
તૂઠ્યા જયદેવને સરસ્વતી, પામ્યો તે નર પદ્માવતી,
શ્રીપત નૃપત માઘ ભારવી, નશું કોટિ કવિનું તારવી
કળિયુગ માંહે કાળીદાસ વિશ્વંભરી રસનાએ વાસ
બાવન અક્ષરની તું બાલિકા, કારણ સૃષ્ટિ તણી કાલિકા
બાવનથી એક પ્રણવ લીધ તેનું બીજ કલ્પનાએ કીધ
ત્રિગુણ બાંધિયા તેણે તંત મૂળ પૂર્ણ માયાનો મંત
અજાણી જન શું લહે ભેદ, નેતિ નેતિ નિત્ય કહે વેદ
જાણે પૂરા પંડિત પાર, વિશ્વંભરી તું વિશ્વાધાર
તારી કૃપા જેહ પર હવી, તે કહેવાણા મોટા કવિ
પંડિત જાણે પારખી નર, પ્રથમ રાધા વળતા કૃષ્ણ
પ્રથમ સીતા વળતા રામ, પ્રથમ ઉમા વળતા શિવ શામ
પ્રથમ લક્ષ્મી વળતા નારાણ, પ્રથમ શ્રી કહે સર્વે જાણ
શ્રીકારથી શિરજી થાય છે, આકાર સરવે કહાય છે
શ્રી તે મા ને શ્રી તે બાપ વેદ પુરાણે કરિયે જાપ
મુંગો શું બોલે પારસી, અંધો શું દેખે આરસી
પંગો તે શું પર્વત ચડે, રંકને રતન કયમ જડે

ગુરુપ્રીતે કયમ ગંગા ન્હાય, ગર્ધવ જાત્રા તો કયમ થાય,
મૂરખ માયાને શું લહે જેમ અગર ખર પીઠે વહે
શ્રી ગણપતિ દુંદાળો દેવ, શુભ કામે પ્રથમ તુજ સેવ
ભૈરવ બટુક સકળ ભાજ્યો સેવક શિર ધનવંત ગાજ્યો
અનપૂરણા અમૃત ભરે, દીન જનને દેવાશી કરે,
શામળ કવિને કરુણા કરો, બાળક જાણી બાંહે ધરો
[રૂપાવતીની વાર્તામાંથી]

## તાહરે અબોલા ઉચરી—

[બ્રાહ્મણ સોની સુથાર ને સાળવી ચાર મિત્રો પરદેશ ભણવા ગયા બાર વર્ષ વિદ્યા ભણી વતન આવવા નીકળ્યા જંગલમાં રાત પડી એટલે લૂંટારાના ભયથી ચાર જણાએ વારા પ્રમાણે જાગવાનું નક્કી કર્યું ઊંઘી ન જવાય એટલે સુથારે લાકડાની રૂપાળી પૂતળી ઘડી સાળવીએ સુંદર કપડાં પહેરાવ્યાં સોનીએ ઘરેણાં પહેરાવ્યાં ને બ્રાહ્મણે તેને વિદ્યાબળે સજીવન કરી સવારે ચારે જણા એ સ્ત્રી માટે લડવા લાગ્યા વિક્રમ કહે હે રાણીના કુંવરી! કહે કે એ સ્ત્રી કોની?

શામળની સિંહાસન બત્રીસીની છઠ્ઠી વાર્તા 'અબોલા રાણીની વાર્તા' માંથી આ નાનકડો પ્રસંગ લેવામાં આવ્યો છે વિક્રમના આદેશથી વીર વૈતાળ અબોલ રાણીની કથામાં બેસી વિક્રમના પ્રશ્નના યુક્તિપૂર્વક ઉત્તર આપે છે ને અબોલા રાણીને બોલતી કરી શરત પ્રમાણે તેના પડદા છોડાવે છે એ વાતનો વિષય છે ]

(દુહા)

(તુમ દાસી આગળ નવિ કહ્, તે નહી માહરુ તોલ
રાણી દે હુંકારો (તો) અલૌકિક એનૂ બોલ ૧૩૭

(ચોપાઈ)

કહે દાસી સાચૂ કહ અમો, ઘેના દીસો રાજા તમો
ઈમ રાણી હુંકારો દીયે તો)પરદા ચાર કિમ બાંધ્યા રહે? ૧૩૮

કહે વાત ગણીને જોઈ, તારે થનાય તેવી તૂ થાય,
જો હોયે માત તણી દીકરી, પ્રતિજ્ઞા પાલે દઢ કરી ૧૩૮
ઈ કહૂ વાત તે મનમા લહેશ, હૂ કારો તૂ ન ય બોલેશ,
કાને આ ય શોભે છે તુને, તે હુકાગે દેશે મુને ૧૪૦
કરી વાત રાજાઈ અસી, ખડખડ નારિયો સહુ તે હસી,
અમે જાણતા તૂ ચતુર સુજાણ કહી વાત તે અમે અજાણ ૧૪૧
ઘડી આલ્ય જે કનક જ તણી તેહ વાત સાભળગે ઘણી
વિક્રમ હરખ્યો મનમા ઘણૂ, ધર્યૂ ધ્યાન વેતાલ જ તણૂ ૧૪૨
બેઠો આલ્ય ઉપરિ તે જઈ, તે ખબર કહોને નવિ થઈ ૧૪૩

(દુહા)

વિક્રમ વાણી બોલિયા, સૂણિ રાણીની આલ્ય!
ઈ વાત એક તુજને કહૂ, તૂ હુકારો આપ્ય ૧૪૪
આલ્ય કહે વિક્રમ'વીર તૂ પરદુ ખભજણહાર,
સહોદર પરનારીના પ્રાક્રમ અપરપાર ૧૪૫
ગણી મુરખ માહરી ગિત્તિ ચેતક કહેવાય,
તુઝ સરિખો તે કિહા મળે? આવી લાગે પાય ૧૪૬
અનતારિક છો ઈંદ્રના, સહુ માનવમા દેવ,
તે ગણી નથી જાણતી નહીતર કરે તમ સેવ ૧૪૭
પ્રયાગ, ગગા ને ગોમતી તેહ તણૂ ફલ લેશ,
વાત કરો વિક્રમ તમો ઈ હુકારો દેશ ૧૪૮
અચિરીજ પામી નારી સહુ, બોલી આલ્ય વચન,
સહુ કો સાભળતા રહી, મુખ બોલે રાજન ૧૪૯

(ચોપાઈ)

અ ોલા આદિ સહુ નારી બે। તે સહુ હારોયરિ,
જિમ હોઇ ચિત્રામણ લખી, તિમ બેઘ સાભળતા સખી ૧૫૦
જુગતે આલ હુકારો દિ, વારતા રાજા વિક્રમ વદે,

## (અંતર્ગત વાર્તા - ૧લી)

શ્રી મેવાપુર પાટણ ગામ, ચંદ્રાદિત્ય રાજાનું નામ ૧૫૧
વસે નગરમાં વર્ણ અઢાર, શોભા સઘળી હારોહાર,
પુણ્ય તણી સહુ પાળે પર્વ, કર્મ અનુસારે ચાલે સર્વ ૫૨
રાજા ચાલે રૂડું કર્મ, પ્રજા પાળે પોતાનો ધર્મ,
તે નગરમાં બાલિક ચાર, બ્રાહ્મણ, વૈશ્ય, ત્રીજો સોનાર ૧૫૩
ચોથો સાલવી કેરી નાત્ય, ચારે મિત્ર પણ જૂજૂઈ જાતિ,
માહોમાહે અધિકો નેહ, જીવ એક ને જુજુવી દેહ ૧૫૪
ન કરે કામ કુળધર્મરીત, રાતદિવસમ્યૂ ભારે પ્રીત,
ઘડીઈ ઘડીઈ એકઠા મળે, માબાપ સહુના રીસે બળે ૧૫૫
બ્રાહ્મણને કહે મુરખ રહ્યો, સુતારને કહે ઘેલો થયો,
સોનીને કહે ખારયે ગ્યૂ, સાલવીને ઘર ભારે સહુ ૧૫૬
કહે રીમ સહુના માબાપ, ચારે મળી વિચાર્યું આપ,
મળ્યા એકાંતે ચ્યારે જણા રહ્યા મૂર્ખ તેહમાં નહી મણા ૧૫૭
અણસમજણમાં દિન વહી જાઈ, શીખીઈ વિદ્યા મોગ થાઈ
એહવો વિચારયો મન ઉપદેશ, જઈઈ પગ ધરતી પરદેશ ૧૫૮
કોને નવિ જણાવ્યૂં ઘેર, ચાલ્યા પંથ વિચારી પેરય,
વીસ જોજન મેહેલ્યો ઠામ, તિહાં દીઠૂં એક ઉત્તમ ગામ ૧૫૯
રાધી જમીઈ રહીઇ રાતિ, પંથ ઉઠી જાસ્યૂ પરભાતિ,
વિપ્ર રસોઈ કામે થયો, સોની અગ્નિ લેવા ગયો ૧૬૦
પોળ પાસે દિઠ્ઠું એક હાટ, તેની ઘડના દીઠા ઘાટ,
લીધો અગ્નિ ક્ષણૂ એક રહી, હકિગતિ પોતાની કહી ૧૬૧
જાતે સોનાર તો છૂ હું, શીખવો કામ તો પાસે રહૂં,
હા ભાઈ! સુખે રહો ને જમો, શીખો કામ અમ ઘેરે રમો ૧૬૨
હું ઉઠી આવીશ પ્રભાતિ, કોલ કરયો તેણે તે સાથિ,
કરી વાયદો આ યો જિહાં, મિત્ર ત્રણે બેઠા છે તિહાં ૧૬૩

(દુહા)

રસોઈ કરી ત્યારે જમ્યા, પડી ઉજાગે રાત,
સૂતા સોની શાયપો, મિત્ર પ્રતે તે વાત ૧૬૪
(જો) કહો તો ઇ છઇ રહૂ, શીખૂ મુજ રોજગાર,
કરો વાયદો ગામમા, હેત કરી સોનાર ૧૬૫

(ચોપાઈ)

નિશે હા કહી નિરધાર, તે ગામે રહ્યો સોનાર
બેઉ જણ ચાલ્યા જેટલે, એક નગર આવ્યૂ તેટલે ૧૬૬
ભોજનનો માડ્યો વિચાર, સરપણને ચાલ્યો સુતાર,
નાતિ નાતિનુ હેત જ ભરૂ, વાત કરતા દેવકૂ મલ્યૂ ૧૬૭
ગણો મુઝને આપણી પ્રોત, શીખવી કામ જે કુળની રીત,
કાષ્ઠ લેઈને આવ્યો ફરી, બેય મિત્રથ વાતો કરી ૧૬૮
જેહનૂ કહ્યો તે કાને સાંભ્રુ, ઇહા રહુ તો વિદ્યા ભણૂ,
મૂકો વૈશ્ય તે નગર જ તીર, પથ પનાયા બેહુ વીર ૧૬૯
અઢાર જોજન આઘા ગયા, થાકા ચરણ ક્ષુધાતુર થયા,
કરી રસોઈ ને ભોજન કર્યૂ, જથેષ્ટ થયા ને મનરૂ ઠર્યૂ ૧૭૦
નિશા વાસા કેરી પેર ગયા ભલા માણસને ઘેર,
રહેવૂ રાતિ નિશા જાનવી, તે ઘરધણી જાને સાનવી ૧૭૧
વાત કરતે નાતિ જ મલી, મન ગયુ એકનૂ એમા ભલી
આપણ કુળની વિદ્યા ભણૂ, વસ્ત્ર અમુલક ઇહા રહી ગણૂ ૧૭૨
સુખિયો થઈ વીજો તિહા રહ્યો, વિપ્ર પ્રભાતે પથ પળ્યો
નિસ ભોજન પોહોતો જિહા, વેહેતી નરમદા દીઠી તિહા ૧૭૩
તરંગ ઉજ્જ્વલ તેહના નીર, વસતૂ ગામ દીઠૂ તે તીર,
ગયો ગામમા ક્ષુધારથી, ભણતા દીઠા વિદ્યારથી ૧૭૪
તેહનો સંગ પોતાને ગમ્યો, જઈ પંડિતને ચરણે નમ્યો
આચરણ જોઈને પ્રીત જ કરી, વિપ્ર રહ્યો તે સ્થાનક ઠરી ૧૭૫

નિત્ય સ્નાન નર્મદાનુ કર, દેને ધ્યાન રુદેમા ધરે,
ગુરુજીના તલાસે પાય, દિન કેડે એમ દિન વહી જાય ૧૭૬
ચારે ઘેનુ વાસીદૂ કરે, ગુરુ તણે ઘેર પાણી ભરે
પેટે ગુરુને પુત્ર જ નથી, વિદ્યાર્થી વ્હાલો સર્વથી ૧૭૭
સેવા કર નિશ્ચ અપર પાર, એહવે વરસ વીત્યા છે બાર,
ગુરુ એક દિન પ્રસન્ન જ થના, શિષ્ય ઉપર આણી છે દયા ૧૭૮
વિદ્યા ભણી તે સફળ જ થજ્યો, સુખે વાસ તમારે જજ્યો
મોટો રેવાજલપ્રતાપ, વિદ્યા પામ્યો છુટયો પાપ ૧૭૯
હવે દેશ હૂં માહરે જાઉં, વિદ્યા વડે જાણીતો થાઉં
વ્યાકરણ પુરાણ ભણ્યો તે સાર, વેદ તેહમા અપરમપાર ૧૮૦

( દુહા )

માગી શીખ ગુરુજી તણી, પથ પળ્યા દ્વિજરાય,
મારગ મધ્યે તે વહે, ગયો સાસરી તાય ૧૮૧
તેણે માગી ગુરુ તણી, વેગે શિક્ષા લીધ,
મળ્યા મિત્ર જઈ વૈશ્યને, કામ પોતાનૂ કીધ, ૧૮૨
ચાલો મિત્ર સ્વદેશડે, મળાઇ માત પિતાઈ,
હા કહી સાથે થયો, લીધી ગુરુ શિક્ષાય ૧૮૩

( ચોપાઈ )

ત્રણે જણ ગયા તે હારિ, જિહા વસે છે મિત્ર સોનાર,
તેહને પણ સાથે તેડિયો, પથ મની ચારે ભેડિયો ૧૮૪
ઘેર ગયાનો હર્ષ જ ઘણો, ન ગણે ભય મનમા કો તણો,
અરણ્ય વનમા જઇને અડચા, દેશ ન સૂઝે ભૂના પડચા ૧૮૫
દિસ મુહડા તે શુધ જ ગઈ, નિશા ઘોર અંધારી થઈ,
બુધ્ધ વિચારી મન આપણી, તે સ્થાનક કીધી તાપણી ૧૮૬
આ સ્થાનક તો ગ્હીઈ રાતિ, જશ્યૂ પંથ હોર્યે પરભાત,
પોહોર ચાર ને ચારે જણા, સો નહી આપણે કો તણા ૧૮૭

(એક)એક પોહોરે નાગે માગરકુ,ત્યાગ ફરતી રાફ જાગ્યૂ.
ત્રણુ જણુ સૂતા તે ઠાર, પેહલે પોહોર જાગે સુતાર ૧૮૮
નણે જણુ નિદ્રાવશ થશે, માહરો પોહોર ઉંઈ રીતે જશે ।
સાધુ વિદ્યા સિદ્ધ સુતની કાષ્ટ તણી કીધી પુતની ૧૮૯
સુંદર હાથ ને સુંદર ચરણ, મેદની ઘડી પાસે તે ધરણુ,
જાહરે પુતલી પૂરી થઈ, નિશા પૂરણ પોહોર એક ગઈ ૧૯૦
સૂતો વૈસ્ય જાગ્યો સામની, માહરે પોહોર નિશા ગાલની,
દીઠી પૂતલી તેણે ઠાર, તાહરે મનમા કર્યો વિચાર ૧૯૧
પોતે હઈડે બુધ જ ધરી, તે પ્રમાણે સાડી કરી,
ચરણા ચોળી પેહેરાવિયા ભૂમિ ઉપર પધરાવિયા ૧૯૨
વસ્ત્ર પેહેરાવ્યા તેણે ઠામિ, નિશા ગઈ પૂરણ એક જામ,
પછે સોનીને જગાડિયો, આપ જઈ સુખ પમાડિયો ૧૯૩
ત્રણે જણુ સુતે તે સુઈ, સોનાર પુતળી દષ્ટે જુઈ,
ઘડી દીસે વૈસ્યે જાગની, વસ્ત્ર પેહેરાવ્યા છે સાળની ૧૯૪
હુ પણુ માહરુ પ્રાક્રમ કરુ, નખ તે હતા આભૂષણ ધરુ,
નેપુર વિછીયા ઘાટ અપાર, કાને ઝાલ ને કંઠે હાર ૧૯૫
નાહાના નારયના સહુ સ ધાણુ,કરચા આભુષણ નાત વખાણુ,
પુતળી વેશ સમજી તે ઠાર, એટલે રાતિ રહી એક પોહોર ૧૯૬
સૂતો સોની જાગ્યો બ્રહ્મ ઊઠો મહારાજ ! કરો ખર કર્મ,
જાગી બેઠો આસન અડી, એહવે પુતળી દષ્ટે પડી ૧૯૭
ત્રણે કર્યુ પોતાનુ કામ સહુથી મોટૂ માહરુ નામ,
વિમાસણુ મન કીધી ઘણી, સ્તુતિ કીધી નર્મદાજી તણી ૧૯૮
ગુરુ વિદ્યા સાધી મન ધીર, ભરી જલ અંજલિ પોતે ધીર,
ગાયત્રીનૂ સ્મરણુ જ કરયૂ (તે) નીર પુતળી ઉપેર ધરયું ૧૯૯
પ્રત્યક્ષ દેવ પૂજા મન ધર્યો, 'જડ રૂપ તે ચેતન કરો,'
એમ કહી જલ મૂકયું શીશ, જાગ્યા સહુ ઉગ્યો તે દિશ ૨૦૦
કાષ્ઠ પુતળી પેહલે હતી, થઈ મહા મનોહર સતી,
દિવ્ય વસ્ત્ર, સુંદર શણગાર, રૂપ અનુપમ અપરમપાર ૨૦૧

ચ્યાર જણ જોઇને રહ્યા, માંહોમાહા રાઢે થયા,
સુતાર કહે: ઘડી છે અમો, તો એહને કિમ લેસ્યો તમો? ૨૦૨
વળી સાળવી બોલ્યો વાણ: વસ્ત્ર પેહેરાવ્યાં મેં નિરવાણ,
વપશા બેસતાં જતને કરી, તો કિમ લે બીજો સુંદરી? ૨૦૩
સોની કહે: કીધા શણગાર, કિમ થાશે બીજાની નાર?
દ્વિજ કહે: મેં સજીવન કરી, તે કિમ મુજથી થાઈ પરી? ૨૦૪
દેખી નારીને તે વઢયા, કરવા ન્યાય લોકાંમાં અડયા,
કહોની નારી થઈ સર્વથી, હૂં, કાંઈ જાણુતો નથી ૨૦૫
અરે આલ્ય! હૂં પૂછૂં તને, જે જાણે તે કહેજ્યે મુને,
સાચું બોલજ્યો મનમાં ગણી, છો તો આપ અબોલા તણી ૨૦૬
તાહરું બોલ્યૂં મિથ્યા થસ્યે, તો તો સત્ય રાણીનૂં જસ્યે,
જૂઠૂં બોલે આણે દિસ, તો પાપ રાણીને શીશ. ૨૦૭

(દુહા)

તાહેરે આલ્ય જ ઉચરી: ખેદ ન કરસ્યો કોઈ,
સજીવન જેણે કરી, સ્ત્રી બ્રાહ્મણની હોઈ. ૨૦૮
તાહરે અબોલા કોપિયાં, ધરણ પછાડી આલ,
તૂં કહેવાઈ માહારી, સાચો ઉત્તર આલ્ય. ૨૦૯
મેં જે જાણ્યૂં તે કહ્યૂં બોલી આલ વચન,
જે તમે જાણો તે કહો, જિમ સૂણે રાજન. ૨૧૦
સત્ય જાણો તે કહો નહી, મન થકી જો આપ,
સત્ય તાહેરું નિફલ થશે, (તો) બ્રહ્મહત્યાદિક પાપ. ૨૧૧
તાહેરે અબોલા ઉચરી, જે કહો સુવર્ણકાર,
બીજાને પોહોચે નહી; તે સ્ત્રી, ને ભરતાર. ૨૧૨

(ચોપાઈ)

જેને ઘડી તે એહનો તાત, વસ્ત્ર કરયા'તાં તે તો ભ્રાત,
આપ્યો જીવ તે ઈશ્વર થયો, પરણૂં કરયૂં તે પુરુષ જ રહ્યો. ૨૧૩

વિક્રમ મનમાંહે ન્હ્યો મજૂ, રચન સામગ્રી અમોના તાજૂ ૨૧૪

(દુહા)

બન્ને નારી નેહની થઈ, જાગી મનના કોડ,
પોઢ્યા નિદ્રા પહેલી રહી, પ્રથમ પડ્યા રોગ ૨૧૫
પહેલો પહોરો ઊંઘિયો, અગ્નિ પામ્યા સર્વ,
રાજા વિક્રમ ઊલખ્યા, મૂક્યો મનનો ગર્વ. ૨૧૬

## કૃત્યા અને વિક્રમ

[આત્મઘાત કરવા તત્પર બનેલ એક ગરીબ બ્રાહ્મણને સ્વપ્નની સુંદરી પરણાવવા વિક્રમરાજ અગ્નિની, દૈત્યની, ભયંકર પાણીની રાક્ષસીની ને બત્રીસ હાથીઓની એમ પાંચ જોખમો વટાવી સિંહલદ્વીપ જાય છે ત્યારે રાક્ષસી ને વિક્રમરાજ વચ્ચેની આ ટપાટપી છે 'સિં બ'ની ચોથી વાર્તા 'સિંહલદ્વીપની પદ્મિનીની વાર્તા'માંથી નીતિ-અનીતિ પાપ પુણ્યની સામાજિક માન્યતાનું નિરૂપણ કરતો આ ખંડ લેવામાં આવ્યો છે ]

(ચોપાઈ)

વૈતાલ ત્યૂ કરશો નાહરો ? જોજો પરતાપ તું માહરો,
પશ્ચિમ ઊગે ભરજ્વલન, સત્યવાદીનું ચૂકે મન ૩૨૦
ગંગાજી દક્ષિણમાં વહે ચંદ્ર તણો રથ થીર થઈ રહે,
ડગે મેરુ જો મૂકે માન તિલોત્તમા જો ચૂકે તાન ૩૨૧
અગનિ જો શીતળ થઈ જાય, સહુ શેષ ધરા ન ધરાય
લોપે સમુદ્ર મરજાદા યદા એ સર્વે તો થાય કદા ૩૨૨
માહરી લીહ જે લોપી જાય નથી સૃષ્ટિ એવાની માંહે,
માહરું પણ મિથ્યા કરી લેખ, તાહરે તુજને જાવા દેખ ૩૨૩
હરસિદ્ધિનો સેવક જાણિયો, માટે ખડગ ખેંચ્યો પ્રાણિયો,
ખોટી કરું કિમ માહરી ખ્યાત ? સાંભળ્ય વિક્રમ માહરી વાત ૩૨૪

બ્રહ્મહત્યાદિક પાતિક જેહ, મદિરાપાતિ ઘાતી દેહ,
બાલકવધ, ગો-સ્ત્રીવધ થાય, પરદારાગામિ કહેવાય. ૩૨૫
ગુરુપતનીનૂં કરે ગમન, મૃતક સેજનૂં લે જે અંન,
એહવાં પાતિક માથે લેશ઼ં, (જો) સિંઘલ તુજને જાવા દેશ઼ં. ૩૨૬
વિપ્ર થઈ નવિ પાલે ધરમ, કલીજુગમાં કરે કૂડાં કરમ,
ગોત્રીની પરણે કન્યાય, અનેક અધરમ છે અન્યાય. ૩૨૭
પંડિત થઈ કરે પાખંડ, રાજા દે રહીયતને દંડ,
એહવાં પાતિક માથે લેશ઼ં, (તો) તુજને સિંહલ જાવા દેશ઼ં. ૩૨૮
બ્રાહ્મણનું જે વાવરે ધન, પ્રેત ભોજનનૂં ખાઈ અન,
પારકૂં સુખ દેખી જે બળે, હોયે બારને બનરીસ કરે. ૩૨૯
કલંક જૂઠાં ચડાવે શીશ, રંક ઉપર જે આણે રીસ,
વગડે જઈ પડાવે વાટ, ઉથાપે જે શિવના ઘાટ. ૩૩૦
સાસરવાસણી લૂંટી લે, વગુ અપરાધે દંડ જ દે,
પરરામારયૂં રાચે રંગ, કરે મદ્યપાણીનો સંગ. ૩૩૧
અરનાલક જે અન્ન જ ખાય, જે કે ગુરુ ગુણના ગાય,
કૂડી સાખ્ય ને કૂડાં કામ, કરે મંદિર દેવનને ઠામ. ૩૩૨
એહવાં પાતિક માથે લેશ઼ં, જો લીહ લોપી (તે) જવા દેશ઼ં,
એહેની પ્રતિજ્ઞા કર્કશા કરે, ધરણીપત્ય મનમાંહિ ધરે. ૩૩૩
એણી રીત્યે અસત્યનાં ભરયાં, એહથી કામ માહેરાં ન વિમરયાં.
વેરીને જે શિર નામીઈ, તેથી સિદ્ધિ તો નવિ પામીઈ. ૩૩૪
વેરીની વખાણે વાત, તો પીની પંડ ન આસે હાથ;
વેરીનાં કરવાં પડે વખાણ, તેથી તજવા રૂડા પ્રાણ. ૩૩૫
જે કોઈ વેરીના ગુણ ગાય, નિરાશ તેહના પીત્રી થાય,
વેરીનાં જે કરે કામ, નામરદ. નિર્માલ્ય નપુંસક નામ. ૩૩૬
વેરીના જે ઘરમાં જમે, તેહના ગુણ કોને નવિ ગમે,
વેરીનો જે કેરે કામ, મરદ મુછાલો તેહનૂં નામ. ૩૩૭
જો કાંઈક બળ મુજમાં હશે, તો તો કામ આપણું થશે:
કરગરવા વલવલ્યાનૂં નહિ કામ, નારી નીચ નમેરી નામ. ૩૩૮

જોઈ એહેમા કેટલૂ છે જોર, એહના ગતનો લેઈ અંગોર,
ગયે ભમર ચડાવ્યા શીશ કાઢ્યૂ ખડ્ગ કરીને રીસ ૩૩૯
સાભળજે રે તૂ તો ગંડા પાપ રૂપ કરતી પાખંડ,
નાખે ઘાયો રાજા જેટલે, કૌતિક એક થયૂ તેટલે ૩૪૦
નાખી ચીસ કર્કશાએ ઘણી, તન થરકયો ઊજેણી ધણી,
જાણે કોપક ગાજ્યો મેહ, લાગી બીક રાજાની દેહ ૩૪૧
જાણે કાટકો મહા ઘનજોગ, અગાડ ગડગડે તિમ થયો શોગ
લાગી રાઢ, રચ્યો મહાજંગ, સેવક સાહે નહિ કો સંગ ૩૪૨
જેટલૂ જોહેમા હતૂ જોર, અધિક તે કીધા અંકોર,
જેહવૂ પ્રાક્રમ, જેહવો પાર, કો કોથી નવિ પામે હાર ૩૪૩
વિક્રમ મન વિચારી જોય નવિ હારે, નવિ જીતે કોઈ,
અહેરી મારી એ નહી મરે, મહેરો અર્થ કિમે ન વ સરે ૩૪૪
વઢતા વઢતા દાહાડા જશે, વિપ્ર વાયદો પૂરો થશે,
એમ કરતે પડિ છે રાત્ય, વિક્રમે મન વિચારી વાત ૩૪૫
ગાય કહે, નહિ જાણી અમો, સુખે ગામ બેસી રહો તમો,
વ ગો પાછો આપે ડોલતો, વનિતા સાથે વાણી બોલતો ૩૪૬
ખરી કરી પ્રતિજ્ઞા માત! તમે સાભળો માહરી વાત
કથ આજ્ઞા લોપે સતી જુવામે જાર કરે જે અતિ ૩૪૭
વ્રત દિવસે જે અન વાવરે, પરણ્યા નારી જે પરહરે,
વિપ્ર સાથે વેહેરે જે વગત ઓના હણીને લે જે ગરથ ૩૪૮
પાટઘાત જે પાપી દે, બ્રહ્મગણ લોભેથી લે,
જૂઠૂ જે કો બોલે બોલ, અધિક ઊધૂ તોલે તોલ ૩૪૯
કુટુબ કનહો ને પરસ્યૂ મેન, ઘૃત માહે જે ભેલે તેલ,
દુધ પાણી કરે એકઠા, ઉદવસ કર જોગીના મઠ ૩૫૦
ગામ ભજાવે વાલે ગાય, આપ ગરજ કરે અન્યાય,
કન્ય વિક્રય, વિકે ગાય, શિવનિર્માલ્ય ખાતેથા ખાય ૩૫૧
વેચે પુસ્તક, વેચે ભૂમ, વેચે દેવ, વેચે જે વ્યોમ,
વેચે કનક, વેચે જે ખાગ, વેચે અનરસ વેચે નીર, ૩૫૨

આપ્યાનો અહંકાર જ કરે, આપી નરત જે પાછી હરે,
પંચગ્રાસ વિણ ભોજન કરે, અહંકાર મન અધિકેરો ધરે ૩૫૩
એહના પાતિક (હું) માથે લેશ, જો ન જાઉં હું સિંહલદેશ
કપાસ,' તિલ વોહરે જે ગધી, સજન બેસના ન દે મની ૩૫૪
નત વિપ્ર તો જે કરે લોપ, ધેનુ બ્રાહ્મણ ઉપર કોપ,
માબાપની સેવા નવ્ય કરે, મૂકી થાપણ્ હુસે હરે, ૩૫૫
મદિરા ગાલે ભાઠી જેહ, રાખે મતીન પોતાની દેહ,
અણુગળ પાણી જે કો પીઇ • જીવ મારતે જે નવિ બીહે ૩૫૬
તજે શ્રાદ્ધ, સેના સુજન, માઠી વાત પર રાખે મન,
ખેડે હળ વૃષા વિણ ખાધે, વાવે ગગી જે કો કગસણે ૩૫૭
એહવા પાતિક માથે લેશ, જો ન જાઉં સિંહલ દેશ
બ્રહ્મહત્યાનૂ મોટૂ પાપ, વણુ વાંકે જે દે કો શાપ, ૩૫૮
જોગી જમાડે ને કરે નકાર, લોકની નઘા કરે અપાર,
ગરભપાત કરે જે નાર પાડોશી ઉપર આણે ખાર, ૩૫૯
એહવા પાતિક માથે લેશ, જો ન જાઉ હૂ સિંહલ દેશ,
રોકી બેસ તૂ તાહેરો ઘાટ, લાવૂ પદમની આણિ વાટ ૩૬૦
તાહરે કરુ તુઅને પ્રણામ, તો તો કહેજો વિક્રમ નામ
કેત્યા કહે છે પાછા વલો રાખો મન માહે આગલો ૩૬૧

## કણબીના બાર માસ

['સિં બ'ની શામળની મૌલિક ભાભારામની વર્તા માથી (નં ૧૯) [...]બીના બાર માસ અહી આપવામા આવ્યા છે]

## કણબીના બાર માસ

[...]શાખ 'આઘપર્ણ તો અખાત્રીજ, કરે મુરત ખોળે બહુ બીજ,
ગડમથે ગાડા જોતરે ખાતર પૂજો મહેનત કરે

જોડી ગાડું ખેતર જાય, ખાતર સહુને નાખે ત્યાંય,
શરીર ઉઘાડે તડકા સહે, ભાર અલેખે માથે વહે
ક્યારે મન નવ રાખે કૂડ, ખાયે કોદરા ને મગ સૂક
અદકી મનમા રાખે આશ, એવે તો આવે જેઠ માસ

જેઠ સાકડ સુકડ તાકે ઘણા, હળ પંજેટી કરવા તણા
લેઈ કોશ કોદાળો હાથ, હળ બળદને નાખે સાથ
ખાતું ખોટું ખપ ધાન ખાય, હળ પરોણો હાથે ગ્રહ,
ઊઠે પાછલી પહોરે રાત, ખેતરમા જાયે પરભાત
વણિકને ઉપજાવી રીઝ, જે જોઇએ તે લાવે બીજ

અષાઢ એટલે ગરજ્યો અષાઢો મેહ, ગૂંજે ગાન, ઉઘાડી દેહ
પૂછ તે તો પૃથ્વીમાંય વાડ તણી તેને ન્હાય
ખરસાણી ખાખળ ખોરડી નહીં ભાત તેને મન ખડી,
થોડો વરસે જુવે વાટ ઝાઝો વરસે તો ઉચાટ

શ્રાવણ હવે આવ્યો શ્રાવણ માસ, નીંદામણી કરશે મન આશ.
નરનારી, ભગિની ને ભ્રાત, વેઠે તે શિર પર વરસાદ
ભીના વસ્ત્ર ને ચૂવે દેહ, ઘેર આવીને સૂવે તેહ

ભાદરવો ભાદરવા કેરી કહુ પેર, ઘડી એકના રહેવું ઘેર,
સામો ચણચી ખટ રજ બહુ, ભાજી પાલા બાગ સહુ
પ્રદક્ષિણા ખેતરની કરે, આઠે પહોર અતીશે ફરે

આસો ગજ અન્ન આવે જેટલે, આમોએ આશા થઈ તેટલે,
સૂખે માળા સાતીડા ધરે, ગોફણ ગૂંથે ને ગોળા કરે
'હા હા હોકારે 'હોકાર,' છાનો નહી રહે લગાર
ઘર સૂત સામું નવ જોવાય સૂવે શિયાળો ખેતરમાય
કાચું કોરું એ શું ખાય? નખ્યું અન્ન નારી લઈ જાય

કારતક કારતક જાયે એવી પેર, દાડમ-તેડું આવે ઘેર
આપ્યું ફેરવે દાડી દિસ, થઈ બેસે ખેતરનો ધીશ

આના માડ દેખે જોડને, જઈ હેડે ઘાલે તેહને.
એવે આવે ખાતાદાર, તે દેડે ઘાલે નિરધાર
જુવો કર્મ, નિશાના વાક' થઈ બેરા કણુબી તે રાક!
એવુ દૃખ બીજા કોને હોય! અરે ગરા! તુ દષ્ટે જોય.

માગશર: માગશર માસે જાયે અન્ન, ભાગ્યું સારુ ઉપાવે અન્ન,
કૂડા ભૂડા દુષ્ટ કલનાર, ફલે બાનીસ જો હોયે બાગ
સારો હોય તો સાચુ મ્લે, નહી તો ખળાવાડે જાય ખલે

પોષ: પોષ માસ ઉપર બહુ પ્રીત, કરે મજૂરી કુલની રીત,
પોષે પૂગ, વિચારે મન, નુભાયગ તો પાકે અન્ન
લણવા ઢાલવાને હાલગ સૌ વા ઊપણવાને બાજરા,
કૂડો ભૂડો હોય કોકવાર, વાવે બાનીસ ઊગે બાર
નીચી દષ્ટિ નીચો પાશ, પડે કદી તો થાયે નાશ,
કરજે કહાડે ઘરમા ખાય ખેતર સામુ નવ જોવાય

મહા' મહા માસનો આવ્યો લાગ કણુ કેરા કરગે બે ભાગ,
અર્ધભાગ તે હાકેમ હરે, અર્ધમા આની લોક જ દરે
પ્રથમ તો બીવાળો અડે, લે વધતું ને ઝાઝુ વદે.
લે રખવાળી ગામ ગરાસ, હવાલદાર પણુ રાખે આશ
ચારણુ જાચવા આવી અડે ભાટ ભવાયા આવી નડે
જે કોઈ ભીખની ઈચ્છા કરે, તે આવીને ઓળો ધરે
ચારણુ આવી ઊભો જ્યાહ, નાયિક દર્પણુ લાવ્યો ત્યાય
સૂથાર સઈની થાયે વાત, 'લલો કહીને આવે ભાટ
ભૂરકી સાહ્મણુ આવે ઘણુા, વનવલે ભીખારી ઘણા
જેણે સાચ્યા બળ ને બીજ, તે પણુ આવ્યા આણુી રીઝ
લુટાવના ગ્હે એહ્વી પેર, તે આવે કણુબીને ઘેર'
તેની માય તગાની સાચ, પહેલ પરતુ જોઈએ લાય
વળી માગણુ વેરા જાય, પેટ ભર્યુ તે પૂરુ થાય!

ફાગણ: ફાગણ માસે હોયે વસંત, તે દહાડે પણ દુઃખ અનંતઃ
કુવે દાનડે કોસે વરત, કણબી નગદને આવે મરત.

ચૈતર: ઝાડ ખીડ જાગવા ગ્રહે; ચૈતર તડકો અંગે સહે,
તડકા સાથે સહુ વહેવાર, પેટ ભરી નવ પામે આહાર.
કેરથા કાચા પોતે ખાય, પાકાને પાળો લેઈ જાય.
ખાય છાશ ને ઘીને ગન્થ, હકિમ-વૈરો ભરે સમરથ.
કે કોની અસવારી ચડે, (તો) કરી મજૂરી મિથ્યા પડે
સુખી થવાને ચઉરે જાય, મારીને વેડે લઈ જાય
સામુ બોલે મારે માર, અણુતો ગે ઊપાડે ભાર.
કણબીને નહીં દુખનો પાર, પણ ધરતીનો એ પર ભાર !"

## કેટલીક સમસ્યાઓ

[શામળની પ્રથમ અને સમસ્યાઓથી સભર 'પદ્માવતીની વાર્તા'માંથી કેટલીક સમસ્યાઓ]

સમસ્યા: નારી બોલી નેહ શું, તમો છો ચતુર સુજાણ,
પાચ 'પપા' પ્રિય પુરુષને, તેના કરો વખાણ
ઉત્તર: પાન, પાન ને પદ્મણી, પરિમળ ને પોશાગ,
પાચે પ્યારા પુરુષને, વળી પૂછ સદ્ભાગ
સવાલ: ધન ધન તારી સૂઝને, ધન ધન રાજકુમાર,
પાચ 'ક' વહાલા કામની, એ હવે ઉચ્ચાર.
ઉત્તર: કાજળ, કંકુ, કચવો, વળી કસુંબો કંત,
પાચ 'ક' વાલા પદ્મણી, સુણજો નાર સુચંત.
સવાલ: જુગટુ બોલ્યા જાણિતા, લાગી મનશું રાડચ,
પાચ 'કકા' નથી ગુજ ને, તે તું કહી દેખાડ્ય

ઉત્તર : કુડ કપટ કુલક્ષણો, કુડિ જાન કુનારી,
એ પાસે નથી મુજ કને, સાંભળ રાજકુમારી

સવાલ : કહો છો છગે એકલા, તમ સાથે છે સાત,
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત

ઉત્તર : તીર તરકસ તરવાર ને ભાલો ને તોખાર,
ઢાલ અને વળિ ચાગડે, સાત સાથી છે સાર

સવાલ : એક નરે નરને ગળ્યો, એ સર્વેને શોભાવત,
અધિપતિ અંગે રાખો, કો ચિત વિચારી ચત

ઉત્તર : પગ વિનાનો પરવરે નર બહુ રાખે નેહ,
ઉજ્વળ અંગે ઓપતો, જાણો કહીએ તેહ

સવાલ : પખી ઉડે જીવ વિના, એમે જેની ડાળ,
મૃત્યુ પમાડે દેખતા, કહો મુજને ભૂપાળ

ઉત્તર કુંવર કહે સુણ કામની, સૌ છુ સમજ્યો એહ,
સમરપામા સમઝાવિયો, તીર કહીને તેહ

સવાલ : ભરે ફાળ પણ મૃગ નહી, નહી સસલો કે શ્વાન,
મો ઊંચુ પણ મોર નહી, સમજો ચતુરસુજાણ

ઉત્તર વાહન શુક્રાચાર્યનુ, હરનીશ રે' જળમાય
જીભ વાના બોલે ઘણુ, મેડક તે કહેવાય

સવાલ પીળો પણ પોપટ નહી, કાળો પણ નહી કાગ,
પાંખો પણ પખી નહી, ડસે પણ નહી નાગ

ઉત્તર આચરણ છે તેહને, પરિમળ ભોગી હોય,
ભમરો તે તો ભામની, જુવતી તે તો જોય

સવાલ નાગ પણ નિર્બળ નહી, કાળી પણ નહી કોન,
દરમા રહે નહી નાગણી, બુધ વિચારી બોલ

ઉત્તર : કાયર કર શોભે નહી, શુરાને મન સાર,
આ ક્ષણિક દેહની રક્ષણી, તારણી તે તલવાર

સવાલ : પઢતો પણ પંડિત નહીં, પૂગેં પણ નહીં ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહીં મોર.
ઉત્તર : પવિત્ર પંખીની જાતમા, વાચા બોલે પીર;
વનવાસી વન નીપજે, કામની તે તો કીર.
સવાલ : શીશ મોટું પણ ગજ નહીં, ઝાઝું રહે જળમાંય.
પુછ ગોટુ છે તેહનું, વાંદર નહિ કહેવાય.
ઉત્તર : નાઢાયણ સમીપે નીરખિએ, તોલ નહિ માહિ તરત,
ઓળખવું શું એહમા, કાશ વખાણો વરત.
સવાલ : ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાખ,
લાખે સાથે નવ રહે, સહુકો દેખે આખ
ઉત્તર : ઉડે તે આકાશ ભણી, ઘરમા રહે ન ઘાટ;
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ
સવાલ : ચંચુ પણ ચકવી નહિ, માજરી મુખ શામ,
ખે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ
ઉત્તર : ડાહ્યાના દિલમા વસે, પંડિતને પ્રિય પૂર,
લક્ષણ જોતા લેખણી, નાણાવટીનુ નૂર.
સવાલ : એક નારિ આ વિશ્વમા, પાડે સહુને નાસ,
આઠ માસ છાનિ રહે, માલે ચારે માસ
ઉત્તર : અહિયર માહિ સુલક્ષણી, તને હુંજે કલ્યાણ,
પદ્માવતી કહે પુછિયુ, ટાઢ તેહ તું જાણ
સવાલ : એક નારિ સંસારમા, ગય રંક ઘેર જાય,
જે ઉપર કરુણા કરે, મૃતક—તુલ્ય તે થાય
ઉત્તર : સુલોચના કહે ધન્ય તું, કોઈ નહિ તુજ તોલ,
નિંદ્રા તેનુ નામ છે, બોલી તું જે બોલ
સવાલ : નારી એક નવ ખંડમા, લાગે સહુને અંગ,
સમળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ
ઉત્તર : સુલોચના કહે સત કહું, દિવે ન ધરશો દુઃખ;
શામા જે આગળ કહે, ભૂંડી તે તો ભૂખ.

## સગર્ભા ચંદ્રાવતી કે કાલ આવશે કંથ

[ ચંદ્રસેન સાથે ગુપ્ત લગ્ન કરી ગર્ભવતી બનતા અને વાયદા પ્રમાણે ચંદ્ર
ન આવતા ચંદ્રાવતીની જે દશા થાય છે તેનું શામળ અહી નિરૂપણ કરે
એની દંગબડા વિનાની કૃતિ ચંદ્રચંદ્રાવતી માંથી આ ભાગ લીધો છે ]

(દોહરા)

ચંદ્રસેન ચંચળ અતિ, બોલ્યો વિધવિધ વાત,
શીદ ચેતાવો રાયને, શીદ ચેતાવો માત ૪૭૩

મારે જાનું જાતરા, દિવસ રહ્યા એકવીશ
શ્વેતબંધુ રામેશ્વરે, પૂજુ ઉમયાપતિ ઈશ ૪૭૪

વિષ્ણુકાચી શિવકાચીએ, સ્વર્ગતણી જે સાચ,
બાકી છે બીજી જાતરા, ઓરીસા જગનાથ ૪૭૫

અડસઠ તીર્થ પૂરણ કરુ, થાશે એક જ માસ,
વળતી આવુ આ ગામમા, પ્રીતે હુ તમ પાસ ૪૭૬

એક મહિનો શુ કહો એક પલક નવ જાય
દેહમા જીવ રહે નહિ, વિજોગ તમારો થાય ૪૭૭

હાવ ભાવ કટાક્ષમા, માર્યા મો'ના બાણ
એક એકમા ગળી ગયા, પરવશ પડિયા પ્રાણ ૪૭૮

(છપ્પા)

પાણી કેરી ગાય, પતાસુ ગળી ગયુ તર્ત,
ઘણી અગ્નિની આચ ઘણું ઉકળિયુ ઘૃત.
જયમ વેગુંરે વાર, જયમ મહીતળને મેહ,
ગળી ગયુ ગુણ ગ્રામ, થીરતા ન રહી દેહે,
ગંધર્વ વિવાહે ગુણનિધિ વર્યા, તે વેળા તેણી ઘડી
પર્ણો રજ હેઠે હાથ રહ્યું નહિ, હીરે કુંદન રહ્યુ જડી ૪૭૯

નારી દેખી નર લાખ, ભૂલવાઈ કઈ ભટકયા,
જોગીએ મૂકયા જોગ, સુખ સઘળાથી સટકયા
સિધ્ધે તજી સિદ્ધાઈ, બ્રહ્મચારી કઈ ભમિયા,
પંડિતે તજ્યા પુરાણ, રામા દેખીને રમિયા
વળી નગ્ન્યો વેષ વેરાગીએ, સ્ત્રીના સુખમાં શમી ગયા,
ત્યમ તરુણી તજી નહિ ત્યાગીએ, સામળ સ્ત્રીને વશ થયા ૪૮૦

પશુ ચરે છે તરણ, રણમાં હીંડે રમતા,
નરનારીની જોડ, વનો વન ભુવન ભમતા
ઉડે પંખી આકાશ, તે જુક્તે જન જોડું,
કાં ઊંચ કાં નીચ, કાં ગર્ધવ કાં ઘોડું,
વળી સુર અસુર નગ નાગ નદ, કાં દેવ ને કાં દાનવી,
સામળ ગદ કર્યાં એ મેરિયે, તો કુણ માનમાં માનવી ૪૮૧

(ચોપાઈ)

ભાવતો કીધો છે ભોગ, સ્ત્રીપુરુષનો થયો સંયોગ,
મહાસુખ સાગરના તેગ, રહ્યો ગર્ભ પ્રેમદાને પેટ ૪૮૨

* * *

(ચોપાઈ)

પ્રમદા પૂરણ દુઃખમાં પડી, ઘણું ઝૂરે તે ઘડીએ ઘડી,
વાયદો વીસ દિવસનો ગયો, ઘણોક શોક શામાને થયો ૫૨૦
થયો એક માસ દા'ડા બે તણું, ચતુરના નર ચાલે ચરણ,
તેડી માલણ પૂછી વાત, અધિકો થાય આ તો ઉત્પાત ૫૨૧
પિંડ પ્રાણ હવે તરજ્યો પડે, કશક ચાર કરોડે ચડે,
કાલ ગતે કરશું એ કામ, છેલ્લો જુહાર લેજો (રામ) રામ ૫૨૨
કોને પૂછું કોને કેવાય, કૂપની છાયા કૂપ સમાય ૫૨૩

(છપ્પા)

સામા ! હું સુણુ માન, વાત મનમાં ધર મારી
ઓછુયા સે સાત, તજે જો કાયા તારી,
ઘડી એકમાં શું થાય, ઈશ્વર કષ્ટ તો કાપે,
કાય આવશે કંથ, પ્રભુ કેરા પરતાપે,
કર્મ અધર્મ તો નથી આચર્યું, ધર્મ ધાર્યું છે તેં ઉરે,
એમ ધીરજ દઈ માનવું ગઈ, શો ઉપાય એનો કરે ૫૨૪
પ્રમદાને પિંડ રોગ, શોક ઘણેથી સાધ્યો,
ઉદરે ગર્ભ અતિશ, વાયુને વેગે વાધ્યો,
વધ્યા ઉર અંકુર, નેહથી વાધ્યા નેણાં,
ગવરથકી ગુંજ અંગ, વિપરિત વદિયા વેણાં,
બાળક હોશે બહાદુર થઈ, નારી હોરી થઈ નાયકા,
છોકરી હોય તો છેતડી, શામળ લખ ગુણ લાયકા. ૫૨૫
અડે કોળને નીર, નિત્ય નવપલ્લવ દિસે,
વસંત વાયુ વાય, અબતન હેતે હિસે,
શરદ સમળ વનરાય, ભાર ચગાદે ભાસે,
ફૂલ સુગંધ ફળ વૃક્ષ, પૂરણ પરિમળ વાસે,
જપા વચ્ચે વસુધા વિષે, ઓપે અવનિ ખગાવતી,
પુરુષ સંગ તેમ પ્રમદા, શામળ સોહ ગર્ભાવતી ૫૨૬

અઢારે વરણ હવે બોલશે—

[ 'રાવણમંદોદરીસંવાદ'માં, સીતા રામને પાછી આપવી કે કેમ તે સંબંધ રાવણ સમાજના અઢારે વર્ણની સલાહ લે છે તે પ્રસંગ ]

(દોહરા)

રાવણ—પૂછે અઢારે વર્ણને, કહોને સાચી વાત,
સીતા આપવી કે નહીં, ખરી બતાવો ખ્યાત ૧૩૬

કવિ – અઢાર વરણ હવે બોલશે, પોતાને સૂઝતી પેર;
પોતે એહ સાંભળે, તેહ ઠામ તે હેર. ૧૪૦

(ચોખરો)

રાવણ—

વિચાર પુછ્યો એક વિપ્રને વિધ વિધે, મહારાજ મહિમા કહો મંન માની,
આપણી એ ઘટે કે નહિ આપિયે, છેક મુજને કહો વાત છાની;

વિપ્ર—

મહિપતિ માન તે મૂકિયે કેમ કરી લાજ પણ ખોઈએ હોડ હાની,
પાછી આપના પગઠગ તે કશું; શીખ તેને પછે ભૂપ શાની? ૧૪૪

વૈશ્ય —

વૈશ્ય કહે વેહેનાર એ પાખી છે, આપને લાજ છે પરિયામાં,
અથડાવા ઘો હ્હાડા દશ વિશેક, હાલ બકાલ છે કરિયામાં,
ગઢ જુઓ એ રીંછડા કેરી, કણ એક ભાજન ભરિયામા,
કાયર કેમ થઇએ આગળથી, શુ વહાણ બૂડ્યુ છે દરિયામા? ૧૪૫

કણબી —

કહે કણબી કેમ કામિની દીજે, જોત જોરાવર શુ એની જાણી,
પાછા જશે અથડાઇને પોતે, કે લહેર સમુદ્રની લેશે તાણી,
લંકા સરિખડો કોટ લેશે કેમ, રાવણ ગઢ દેખિતો જે દાણી,
પૃથિવીપતિ એ પત મૂકે કેમ, છે સે કયારે શુ ગયુ છેજી પાણી? ૧૪૬

(સવૈયો)

કુંભાર—

કહે કુંભાર કરો શી વાતો, એહ તો મારગ એડો છે,
લડતાં કુણ જિતે કુણ હારે, મહીપતિ માની મેરો છે;
લેવો ગઢ લંકાનો દુર્લભ, વંક વોળામણું વેરો છે,
શુ ધડો કે ઘેડ ઉતરશે, ચાક ઉપર હજુ પેડો છે ૧૪૮

સોની—

સોની કહે લાવ્યા છો સીતાને પ્રીતે વચન એ પરણ્યુ છે,
ચોટ નાખી છે તો ચતા થી, રાજ્ય પદવીમા રળવુ છે,
આગે કરમ લેનારે લખાણુ, તે શુ ટાળ્યું ટળવુ છે,
સોનુ પહેર જો કાન જ તુટે, જતરડા વચ્ચે નીકળવુ છે ૧૫૦

ઘાચી—

ઘાચી કહે ઘણુ શુ જોગ એમા, ગાડવા કેરો એ માર જોરે,
બાળક બેઠુમા બુધ છે કેવી, ભૂપ ભારેનો એ ભાર જોરે,
નહિ ઘોડલા જોડલા હાથિઆ સાથિયા, ઝટક કેરો તો કાર જોરે,
હડગડવુ નહી હિમ્મત રાખવી, તેન જો તેનની ધાર જો રે ૧૫૧

કોગી—

કોગી કહે કહુ કર જોડી, દેશપતિ આવ્યો છે દાવે,
ચોરો થઈ સીતાને લાવ્યો, તે કયમ કુડો કાયર કાવે,
જિતવુ ને વળી જશ લેવો, નીચ નિર્માલ્ય થયે તે નાવે,
કુવુ જાવે કિરતાર શુ કરશે, ભીતનુ ભાલોડ જો પાધરુ આવે ૧૬૩

ખતરી—

ખતરી કહે હુ ખડતલ કહુ છુ, ઉલહલ કરતા દોને હેલા,
મોટા સાથે લડશે તે મરશે, શુ ખાવા છે ચાકર ઠેળા,
જોર હીમત જણાશે એના, ભૂપતને કહો કરને ભેળા,
એક ઘડીમા જગ જ હોય, તાણો વાણો મળશે તે વેળા ૧૬૪

તબોળી—

તબોળી કહે તમો વિચારો, ખરુ લખાણુ અક્ષર ખાતુ,
ચૌદ ચોકડીનુ રાજ પામ્યાના, શિવ પરતાપ હતુ સુખ સાતુ
અચુત ઇંદ્ર તણુ અખત તે, જુલમ કરેથી દેખશો જાતુ
સહુકો જાપે છે સુખ ભોગવિશું, પાન ખાઈ મુખ કરિયે રાતુ ૧૬૮

સોની વાણિયો—
સોની વાણિયો કહે છે સાચું, અધિપત છે તારા મનમા આટો,
જોગવસ્તું જુદ્ધ કરના છે, નવાપદ નહી એ વિપરીત વાટો;
કાળના કાળ પરબ્રહ્મ પોતે, એની સાથે વઢી શુ ખાટો,
કર્યા કરમ ભોગવશો કુડા, રામ હાથે રધા સોનીનો કાટો ૧૬૯

જોશી—
જોશી કહે જોશો સહુ લોગ, કરુણાનિધે કરુણા કીધી,
રોળાશે રાવણ ગણુમાહી, જો નવ્ય પાછી સીતા દીધી,
ભાઈ વિભીષણ ભૂપત થાશે, ઘડી એકમા લકા લીધી,
રામ રાજ કરશે અતિ રુડા, આગળથી જનમોતરી કીધી ૧૭૩

કવિ—
કવિ કહે કર્મ લખ્યું તે થાશે, નિશ્ચે વાત ન થાયે નવી,
વૈરભાવે અધિપત અવતરિયો, તો સીતા હરના બુધ હવી;
રઘુપતિ સાથ જિતે નહિ કોઈ, જો પશ્ચિમમા ઉગે રવી,
જ્યા ગત નહિ સુરજ ચદ્રની, ત્યા સુધી ગત કરના કવી. ૧૭૫

ભવાયો—
ભવાઈઓ કહે ભુડુ માનશો, પણ તોલ વાત કહીશુ તાનો,
સીતા આપીને પાગે લાગે, જો દશાનન હોયે દાનો;
લુટાશે સમરધ ને રિદ્ધિ સાધી, પાવૈને શુ ચડશે પાનો,
સાચું કહેતા રીજો કે ખીજો, નાચવા બેશ ત્યા ઘુઘટ શાનો? ૧૭૮

આંધળો અધો કહે આગળથી સુઝે, કુડા કેરી શી કારસી,
રુઠયો રામ રઘુનંદન જેને, તેને વળતો કોણ વારસી,
દેવ આગળ ડહાપણ તે કોનુ, પડિત આગળ શી પારસી,
રુડી રીત રાવણને કહેવી, તે આધળા આગળ શી આરસી? ૧૮૯

જુગારી—જુગટિયો કહે જાણું છુ હુ, સહુકો વાત માનો એ સાચી,
ભુડુ કામ કર્યું છે ભૂપત, લાવ્યો રામની રામા રાચી,

મહારાજ રાજરાજેશ્વર રૂડા, હજુ જુએ પગ સામુ નાખી,
આખર તો જીવતો નહિ મૂકે, સોગ સોગથી એહની કાખી ૧૯૪

નેરતી — નેરતી એક બોલ્યો ઉપતનો, દુગ્ધા મને તો એક થઈ છે,
સીતાને લાવ્યો છે રાવણ, રૌરવ રોગ ખરો એ ખઈ છે,
ઈશ શિશથી ગયા વેગળા, લંકા કર્મ એનેથી ગઈ છે,
વિચાર કરતા વાણુ વાગે નેરતીની મા ખાટલે મૂઈ છે ૧૯૫

જોગિયો—પટેલ એક પાધરડે બોલ્યો, રાવણની નજ્ય પોતી ગળી,
સીતા વેલ એ ઝેર તણી છે, તે એહને લાગે છે ગળી,
ઈંદ્ર તણી અનખત ભોગવતો, તેહ ટેક એહની તો ટળી,
જાનકી જોખ એની લેઈ જાગે જ્યમ દુખ ન ખાધો,
હાથેતી ગળી ૧૯૪

છીપો— છીપો કહે છાજ્યું નહિ એને, છતનો એને છાક ચડે છે
જગત જનેતાને એ લાવ્યો, સામો વેરી થઈને વરે છે,
જેરાવગ ઝાડ વાવ્યા છે ઝેરના, તેના એને ફળ જડે છે,
રાવણ આખર રાક્ષસીનો તન, જાત વનો શુ ભાન પડે છે? ૧૯૭

કંદોઈ—કંદોઈ કહે કુડો એહ કપટી, બુદ્ધિહીન થયો ગાડુઓ,
એહ જાણે છે ખાઈ સાગરની રામને મન તો છે ખાડુઓ,
રાવણ જાણે લંકા કયમ નેરી, વાદરને મન ઘીનો ધાડઓ,
લંપટ લોભી સીતાને લાવ્યો, જાણે બાપનો છે લાડુઓ ૧૯૯

સ્ત્રીઓ— વાતો કરે વનિતા લંકામા, સખિયો સખિયોમા સાચલી,
કહો બાઈ કુણ હારે જિતે ઘણીક આવી છે દાઝવી,
એક કહે એમા શુ કહેવુ, અદકી બોલી હુ આચની,
એમા એક કહે કેમ અધિપતિ, શુ પેરી બેઠા છે કાચની? ૨૦૦

વિધવા—

એક વિધવા કહે વિખાણે છે શુ તારો મોલ ગમે નહી ગાડો,
વાધુ નહી કરે તે હાથું કરશે, કહિ રે સુખે ગાડ જ માડો

ઘડી બે ચારેક લંક લૂંટાશે, જેને ગમે તે ગામ જ છોડો,
સુખે રાજ કરમ રાવણ કરશે, શું જિતવી છે રાંડીરાંડો? ૨૦૧

પંચ—

પંચ મળી પરમાણુ કર્યું છે, રાવણ કાજળ શ્રીરામજી કેશર,
રાવણ ખાબડો, રામ ગંગોદક, રામ ઐરાવત રાવણ ભેંસાગ;
શ્રીરામ ધર્મી, રાવણ અધર્મી, શ્રી શામળભટ કહે કવેશ્વર,
જિતે રામ ને રાવણ હારે, પંચ તિહાં પોતે પરમેશ્વર. ૨૦૨

કવિ—

બ્રાહ્મણ ભાટ ચારણ કો કવિતા, ખોડ ન દેશે રંક કે રાણો,
એક તો નામ શ્રીરામજી કેરું, બીજો અકલ થકી ઉખાણો;
જેને જેહ વગુજ તે સૂજે, પ્રીત થકી સહુ પંચ પરમાણો,
નિશા ચર્યા જોઈ નરપતિએ, શામળભટ કહે સમજે રાણો. ૨૦૩

## ઉદ્યમ વડું કે કર્મ?

['ઉદ્યમકર્મસંવાદ'માં, પંડિત શિવશર્મા કર્મપક્ષે અને ગણિકા કામકળા ઉદ્યમપક્ષે રહી 'ઉદ્યમ વડું કે કર્મ'? એ ક્રૂર પ્રશ્ન ચર્ચ્યો છે એ પૂરેનો સંવાદ અહીં આપ્યો છે.]

પ્રશ્ન— કર જોડી કહે કામની, સાંભળજો દ્વિજ રાય;
કોને કહીએ ચતુર નર, તેહ બતાવો ન્યાય. ૯૧
પંડિત તે કોને કહું, મૂરખ કોણ જ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય. ૯૨
કોણ સુખી, કોણ દુઃખિયા, કુણ કાયર, કુણ શૂર.
કોણ મૂઓ, કોણ જીવતો, કોણ નિકટ, કુણ દૂર. ૯૩
કોણ વાત અચરત કહે, કુણ રાજા, કુણ રંક;
ઉત્તર આપો એટલો (તો) વાળો આડો અંક. ૯૪

રંક પશુ પરવશ પડયું, બીજું બાળ કહેવાય;
રંક શિરોમણિ કન્યકા, જ્યાં આપે ત્યાં જાય. ૧૨૨
. વચન સુણી વાડવતણા, વનિતા વદતી ધન્ય;
જે મે પૂછ્યું (તે) તમો કહ્યું, માન્યું મારું મંન. ૧૨૩

પ્રશ્ન— વળી વિપ્ર પૂછું તુને, તારી બુદ્ધિ પવિત્ર;
સાચું બોલો સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર. ૧૨૪
શું રૂડું છે સર્વથી, ભુંડું શું કહેવાય;
સગું સહોદર કોણ છે, વહાલું તે શું થાય. ૧૨૫

ઉત્તર—વાણી (તે) વિપ્ર વદે વળી, વળિ વળિ મન આનંદ;
શત્રુ છે તુજ દેહમાં, તેહ બનાવું ફંદ. ૧૨૬
ક્રોધ લોભ મહા મોહ છે, મદ મત્સર અહંકાર;
તેથી મોટો કામ છે, શત્રુ તણો સરદાર. ૧૨૭
અજીત જીતાએ નહીં, નાખે નર્કને ઠામ;
માટે સૌકો જાણજો, મોટો શત્રુ કામ. ૧૨૮
આપણ શું જે નેહ કરે, કહે મનડાની વાત;
રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંગાત. ૧૨૯
મિત્ર કહીએ તેહને, જેની બુદ્ધિ પવિત્ર;
વિપત્તિ સમે અળગો નહીં, તે છે મોટો મિત્ર. ૧૩૦
ખાવું પીવું ખર્ચવું, મોટમ પદવી માન;
સૌથી સારું ખર્ચવું, પંચે કર્યું પ્રમાણ. ૧૩૧
ભુંડું કરવું કાસદું, ભુંડો વહેવો ભાર;
સૌથી ભુંડું માગવું, સુમ કેવો દાતાર. ૧૩૨
સગો બાપ ને બેટડો, સગો કામની કંથ;
સગો સ્વાર્થને જાણવો, ચતુરા વિચારો ચંત. ૧૩૩
વહાલું બાળક પારણે, વહાલી નારી નેટ;
કરી પરીક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ. ૧૩૪

પ્રશ્ન—શામા કહે શાબાશ છે, ઉત્તર આપો એક,
સૌથી મોટો કોણ છે, નાનો કોણ નિરોક ૧૩૫

ઉત્તર—મોટો શ્રીમત બુધ્ધિમા મોટો ધનવત રાય,
મોટો દાતા સર્વથી, કીર્તિ ન ચિતમા ચ્હાય ૧૩૬

નાનો નિર્ધન નિર્ગુણી, નાનો દુખ સમેત,
સૌથી નાનો નાતે તજ્યો, સાભળજે ધરિ હેત ૧ ૭

પ્રશ્ન—કામકળા કલોલશુ કહે સુણ બ્રાહ્મણ શર્મ,
વાત કરો વિસ્તારશુ, (જે) ઉદ્યમ વડુ કે કર્મ ૧૩૮

વચન કહેજો વિચારથી, હુ નહિ રાખુ લાજ,
રાખુ ન શર્મ સભા વિષે, લાજથી વણસે કાજ ૧ ૯

ઉત્તર—શિવશર્મા કહે સુદરી, સાભળ ચતુર સુજાણ
વડુ કર્મ ઉદ્યમથકી, બોલે વેદ પુરાણ ૧૪૦

કર્મતણી ગત અવનવી, નિરધનિયા ધન હોય,
કર્મ કરે જે કામિની, ન કરે બીજો કોય ૧૪૧

મૂર્ખને કર્મ કવિ કરે, રક બેસાડે રાજ,
કર્મ કર્મ ને કર્મ એ, ઉદ્યમ તે કુણ કાજ ૧૪૨

પ્રશ્ન કોપ કરી કહે કામિની, ઉદ્યમ મોટો થાય
વખાણુ હુ તો તેહને સાભળો પડિત રાય ૧૪૩

ઉદ્યમ કરતા નિરખાયા, સૌ કો રક ને ગય,
દાણ રહ્યા એવુ કહી (જે) કર્મ કરે તે થાય ૧૪૪

જો જાણો તો કહો મુને, ન કરો મનમા ખેદ
સભા સહુકો દેખતા, ભાગુ તમારો ભેદ ૧૪૫

ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સૌથી આપ
કર્મ બિચારુ બાપડુ, ઉદ્યમ પૂર પ્રતાપ ૧૪૬

તખત થયા સુખ્યુતા સહુ, જ્યમ ચિનામણુ લેખ,
લક્ષણીએ મહા આગની, દીસે બુધ વીસેખ ૯૫
ઉત્તર—વિપ્ર કહે વનિતા સુણો, રહે ધરી બહુ ધ્યાન,
તે પૂછ્યુ તે હું કહુ, શાસ્ત્રતણુ જે જ્ઞાન ૯૬
ખાટો તૂરો ખગ્રસ, નવરસ ચતુર અનેક,
ખીર નીર કરે જૂજવા, હંસ ચતુર છે એક ૯૭
પય પાણી કરે એકઠા, મેલે હંસ હજુર,
દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર ૯૮
ચતુર પુરુષ તો એક છે, તે પૂછ્યા બહુ ભેદ,
ઉત્તર આપુ અનુક્રમે, (જે) વાણી બોલે વેદ ૮૯
નિર્ણય શાસ્ત્રનો કરે, જાણે સર્વ વિવેક,
એવા પંડિત અતિઘણા, હરિગુણ જાણે એક ૧૦૦
કીર્તિ આપનણી કરે ધરે વૃથા શિર ભાર,
મરે પરસ્ત્રીના સ્નેહથી, ડરે ન ચિત્ત લગાર ૧૦૧
એવા મૂરખ કેટલા, કહેતા નાવે પાર,
પરિબ્રહ્મ પૂજે નહી, તે મુરખ અવતાર ૧૦૨
હયપતિ ગજપતિ રથપતિ, સિંહાસનપતિ જેહ,
પુત્રદારા પરિવાર શુ, લક્ષ્મીને વળી નેહ ૧૦૩
એવા ધનવંતા ઘણા, કહેતા નાવે છેહ
રામનામ ગાંઠે ગરથ, મોટો ધનવંત તેહ ૧૦૪
આસનાવાસના જેમા નહી, આળસ ઊંઘ હોય અંગ,
*વિપ્ર જઈ યાચે યાચના, થાય ઘણું માનભંગ ૧૦૫
એવા અધિકાર દરિદ્રિઓ, એવા ચાપર પાર,
ગર્થ ઘણો દાતા નહી, (તે) દરિદ્રનો સરદાર ૧૦૬
સંપ નહોવરમા ઘણો, દેહ નિરોગી હોય,
નર જાતુ પરદેશમા, સુખિયો કહિયે સોય ૧૦૭

---

* પા ' કરે પ્રાચના વિપ્ર તે, કરે માન નિજ ભંગ. '

સંતોષી સઘળો સુખી, એવા સુખી ઉજાગર,
જેને માથે કરજ નહી, સુખિયાનો સરદાર ૧૦૮
મૂરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય,
ચતુર વસે કુગામમાં, મોટો દુખિયો સોય ૧૦૯
દુખી કહું કેટલા, સાંભળ શામળ વાણ,
ભૂખ દુખ કુભારજા, એ દુખિયો પરમાણ ૧૧૦
બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય,
વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય ૧૧૧
કાયર કહેતા બોલિયે, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ ૧૧૨
શૂરા જે રણ મધે, પરકાજે દે પ્રાણ,
બોલે રાજસભા વિષે, છન્યા જશ સુજાણ ૧૧૩
કર વ્હાર જે નકની, ન કરે આપ વખાણ,
થોડું ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ ૧૧૪
મૂરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ,
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ ૧૧૫
મૃત્યુક એવા અતિઘણા, તેમાં નહિ કાંઈ ભેદ,
મોટું મર્યું દરિદ્ર, વાણી બોલે વેદ ૧૧૬
કોઈ દુખી કોઈ સુખીયા, ચિરંજીવ નહી કોય,
જેના જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય ૧૧૭
દશ ઈંદ્રિ છે દેહમાં, જેણે શોભે તન,
સરવે શોભે વેગળી, સદા સમરપી મન ૧૧૮
દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનું પૂર,
જેશું મન માન્યું સદા તે પાસેથી દૂર. ૧૧૯
દુનિયા દેખે ડૂબતી, ડરે ન દીલ લગાર,
એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર ૧૨૦
એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ,
એવા રાજા અતિઘણા, મોટો રાજા મેહ ૧૨૧

## ૫૬ પાસા પોબાર

[પ્રધાન વૈરોચનના ચિત્તનો શંકાનો કીડો કાઢવા પદ્મિની તેનો પિતા નેનકમલશા રાજા ને પ્રધાન : ચોપાટની રમત રમે છે 'પ' પાસા પોબાર 'નો મૌલિક ને નાટ્યાત્મક પ્રસંગ યોજી શામળે કેવી કલાથી વાર્તા-રસ જમાવ્યો છે !

આ પ્રસંગ 'નંદબત્રીસી'માંથી લેવામાં આવ્યો છે ]

રમી શિકાર પાછા ફર્યા, નયનાવતી શુભ ગામ
નેનકમલશા વધાવિયો, આવ્યા તેણે ઠામ
તે સસરો પ્રધાનનો, આવી લાગ્યો પાય ૬૯૬
આદરભાવ અદકો કર્યો, બહુવિધિ કરી પસાય

ધન્ય ગામ ધન્ય ગોદરું, ધન્ય આજનો દીસ
રાય પ્રધાન પધારિયા, પ્રસન્ન થયો મુજ ઈશ
ઢાળ્યો પાટ કનક તણો, વેર્યાં પુષ્પ ચોપાસ ૭૦૦
કુમકુમ છાટા દેવડાવીયા, રંગમહોલ અવાસ

તરિયા તોરણ બાંધિયા, મોતીયે પુરાવ્યા ચોક
દૂધે ઉંમર ધોવડાવિયા, અજુવાળ્યા બહુ ગોખ
ચંદન કસ્તુરી અગ્ગરજા, મર્દન કર્યાં શરીર ૭૦૪
ફુલેલ અંગે સારિયા, ઉત્તમ ગંગોદક નીર

ભાવના ભોજન કરાવિયા, વિવિધ પેર પકવાન્ન
મુખવાસ લવિંગ એલચી, બીડલે બાસઠ પાન
ભોજન કરીને ઉઠિયા, ઢાળ્યો ઢોલિયો એકાંત ૭૦૮
માંડ્યા પાસા સોગઠાં, ભાગવા મનની ભ્રાંત.

નહેવાગીયો કરે ચાકરી, દીપક લીને હાથ
રાય પ્રધાન ત્યાં બેઉ છે, અન્ય નહી કો સાથ
પેલી વાત વનિતાતણી, જાણે છે બુધ બાપ ૭૧૨

જુગ મતી છે સુલક્ષણી, એ વેદપુરાણે છાપ
વાત કહાડી રમવા તણી, પવિત્ર મન વિચાર,
ચાર વિના રમવું કશું, બેનો નો વહેવાર
રાય પ્રધાન ભિલ્લુ થયા, જોવા સરખી વાત, ૭૧૬
એક મેર તો પદ્મિની, સામો તેનો તાત

ચારે જણ બહુ ચતુર છે, જોવા સરખી વાત,
લાગી ઝડ પાસા તણી, સહુ હરખે મન સાથ
પહેલી વાત સસરો કહે, ભાગવા મનનો ભેદ, ૭૨૦
હવે પોબાર પડે જેહના, તે સત્ય સાચો વેદ

ન પડે (તો) જૂઠો જાણવો, ખેદ ન કરશો કાય,
એમ કહીને ઢાળિયા, ચોપટ પાસા ત્યાય
પ્રધાન કહે અરજ કરી, નાખો પાસા સત્ય, ૭૨૪
પડશે તેને પાધર, નહિતર ખોશે પથ

શાહ કહે સાખી સત્યનો, ઈશ્વર આપોઆપ
સાચું જૂઠું સહેજમાં, પરખે પુણ્ય અને પાપ
વચમાં ઈશ્વર આણિયા, સત્ય સાક્ષી કહેવાય, ૭૨૮
રમત ત્યાં હાજર કરી, ન્યાય અન્યાય તોળાય

શેઠ—ગંગોદક નિર્મળ જળ, સદા પવિત્ર જ સાર,
તેનું ફળ હોય માહરું, પડ પાસા પોબાર

રાજા—હંસ ગયો સરોવર વિષે, દીઠું અમૃત વાર, ૭૩૨
પિધા વિના પાછો વળ્યો, પડ પાસા પોબાર

પદ્મિની - સિંહમૂછ ભોરિંગમણિ, કૃપીધન સતી નાર
જીવતાં પર કર જાય નહિ, પડ પાસા પોબાર

વૈરોચન—જે મારગ સિદ્ધ સાચવ્યો, ઊભા તજ્યું અપાર, ૭૩૬
તે તણું ઊભા સફરો, પડ પાસા પોબાર

( ચોપાઈ )

પ્રથમ નાખ્યા સસરે તે હાર, ખરા પડયા તેના પોબાર;
બીજીવાર રાયને હાથે ચડ્યા, તેના તરત પોબાર જ પડ્યા.
નાખ્યા પદ્મિણી ત્રીજી વાર, બહુવિધથી પડિયા પોબાર; ૭૪૦
ચોથી વાર નાખ્યા પરધાન, ન પડયા પોબાર ઊતર્યું માન.
હસી પડ્યા માંહોમાંહિ સાથ, પરસ્પરે તાળી દઈ હાથ;
ત્યારે વજીર વાણી બોલિયો, મંનતણો પડદો ખોલિયો.
બીજીવારના ખોટા પડે, મારે મન અચરત તો અડે; ૭૪૪
એક વાર પાધરું આવે સોય, તે સાચું નવ માને કોય.
ત્યારે સસરો બોલ્યો વાણ, સાંભળો સર્વે ચતુર સુજાણ.
સાચો ઈશ્વર પૂરે સાખ, નાંખો વાર હજારો લાખ.
ઊનાં તેલ તે ટાઢાં કરે, દુઃખ પડે માણસનાં હરે; ૭૪૮
એમ કહી હસિયા સાથમાં, લીધા પાસા સસરે હાથમાં.

( દોહરા )

શેઠ— આંબે અંબાફળ ઉતરે, કેળાં કદળી સાર;
બગામ વાસે તજે નહીં; પડ પાસા પોબાર.

રાજા - પરતો પ્રત્યક્ષ દેવનો, ગયો પૂજાનો હાર; ૭૫૨
દર્શન પણ સ્પર્શન નહીં, પડ પાસા પોબાર.

પદ્મિની—તેજી ન સહે તાજણો, ગ્રાગે ન સહે માર;
કુવચન સતી સહે નહીં, પડ પાસા પોબાર.

પ્રધાન—તસ્કર કામે નિસર્યો, રત્ન જડ્યાં ભંડાર; ૭૫૬
તે લીધા વિણ કેમ રહે, તો પડ પાસા પોબાર.

( ચોપાઈ )

સસરો, રાજા, ત્રીજી નાર, ત્રણ જણના પડિયા પોબાર,
ન પડ્યા પ્રધાનના ઝાઝો સગો, હાણુ એક રહી બોલ જ કહ્યો.

ત્રીજી વાર પડે પોબાર, તો હું વાત માનું નિરધાર; ૭૬૦
કહેતામાં આવ્યા તે ચાર, નાખે છે લેઈ તેણી વાર.

( દોહરા )

ગઢ—શીતા સક્મિણી સુન્દરી કીધા ધર્મ—વિચાર;
સોને શ્યામ ચડે નહીં, પડ પાસા પોબાર
રાજા—અમૃત પિરસ્યું થાળમાં, આપે કરવા આહાર; ૭૬૪
દીઠું પણ ચાખ્યું નહીં, પડ પાસા પોબાર
પદ્મિની ઇશ્વર એવી સર્વનો, નોધારા આધાર;
રાખે સત્ય સતીતણું, પડ પાસા પોબાર
પ્રધાન—મીની આગળ પય રહે, અગ્નિ આગળ ઘૃતસાર, ૭૬૮
ભૂખ્યા આગળ ભોજન રહે, પડ પાસા પોબાર

( ચોપાઇ )

પડ્યા પોબાર હરખ્યા જાણ વગર વજીર વાત સંભળાવે કરણ,
બે વચન કહેનાયે ચાર, તો તો વાત માનું નિરધાર
સમરો હરખ્યો તત્ક્ષણ લીધ, નાખ્યા દાન કરીને સિદ્ધ. ૭૭૨
રાખ્યું સત્ય જે દેરાજતણું, તે નણ મનમાં હરખ્યા ઘણું

( દોહરા )

ગઢ—સત્યે બાંધી મેદિની, સત્યે બાંધ્યો સંસાર,
હોય સત્ય જો આ સમે, પડ પાસા પોબાર.
રાજા—રત્ન અમૂલ્ય સુહામણું, લોભે ગયો તે હાર, ૭૭૬
દીઠું પણ લીધું નહીં, પડ પાસા પોબાર
પદ્મિની—સત્ય ચૂકે જો સાધવી ધરા ન ઝાલે ભાર,
તે ગુણ હોયે મુજમાં, પડ પાસા પોબાર
પ્રધાન અરુણ આગળ જો ઓસ રહે, ઇન્દુ આગળ અંધકાર, ૭૮૦
નર આગળ જુવતી રહે, પડ પાસા પોબાર

( ચોપાઈ )

પડયા પોબાર નહીં જાણુ તણા ન પડયા પ્રધાને નાખ્યા ઘણા,
વજીર અપમાન પામ્યો બહુ પેર, તેણે ગખ્યું હૃદિયામા ઝેર
પચ મહાભૂત કહે છે પાચ, તેને લોભ લક્ષણ નહિ લાચ, ૭૮૪

પચ પ્રમાણ કરે છે ખરુ, બાકી સર્વે જૂઠું ઠર્યું
પચ કહે તે જે નર કરે, તે સુકૃત પોતાનુ હરે,
એકનાર સહુ નાખો આપ, ફરિ બોલે તેને શિર પાપ
પચવાગથી પાછો જાય, તે હાપો કૂડો કહેવાય, ૭૮૮

એના વાયક સુણીને કરણ હરખ્યા પેલા જે જાદુ તરણ,
લીધા પાસા નહે હાથમા, નાખ્યા સહુકોના સાથમા

( દોહરો )

શેઠ—અહલ્યા તારા દ્રૌપદી, સીતા મદોદરી નાર,
તેનુ પુણ્ય હોય માહરુ, પડ પાસા પોબાર ૭૯૨

રાજા—રત્ન અમૂલ્ય અતિ ઘણું, શોભા નીરખી સાર,
સેના લાલચ નર કરી, પડ પાસા પોબાર

પદ્મિણી—પાપ ગહે કાશી ગયે, બ્રહ્મ નિદે રહે પરિવાર,
સ્વામી વિયોગે સતા રહે, તો પડ પાસા પોબાર. ૭૯૯

પ્રધાન—અહીમુખે અમૃત ઝરે, ચોર આગળ ભડાર,
કામી આગળ રહે કામની, તો પડ પાસા પોબાર

( ચોપાઈ )

ન પડયા બાર ને ઝાંખો થયો, ગે યાનો મારગ નવ ગ્રહ્યો,
પ્રધાન કષ્ટ પામ્યો બહુ પેર, હૃદિયા માહે રાખ્યુ ઝેર ૮૦૦
અત્યન્તપણો ઘા રૂઝે સહી, વનિના વેર સહેવાયે નહિ,
કોઈ ને મુખે ના કહેવાય, પરાતરે તે પારખી જાય

હસીને રમતે વીતી વાત, પોહો ફાટયો ને થયુ પ્રભાત,
પ્રધાનનુ નર માન્યુ ચિત્ત, અશ્વ ચડીને ચાલ્યો ઘીટ
વનિતાને કરિયો વાયદો, કાયામા રાખ્યો કાયદો,
ઝેર રાખી ચાલ્યો પ્રધાન, સતી વચન નર સુણિયુ કાન
મહા ભયાનક વનમા જાય, નથી બીજો કોઈ સાથે સહાય,
સુદર વાવ્ય ને શીતળ નીર, ઝાડ ચપાનુ તેને તીર
જઈ ઉતરિયા તેની છાય, જળ પીવા નૃપ પેઠો માય,
પીધુ નીર ને શાતા થઈ, લખ્યો દોહરો ભીંતે જઈ

(દોહરો)

રાય—હણે નાધ સહુ જીવને, માસાહારી ગણાય;
પણ પોતાના જ્ઞાનથી, આપ બચ્ચા નવ ખાય
એમ લખી પાછો વળ્યો, આવ્યો જળથી બહાર,
પછી પ્રધાન પીવા ગયો, લખ્યા આક જે હાર
વાચી અક્ષર ખીજ્યો ઘણુ, પોતે લખીયો અક,
આપે ડાહાપણ શુ કરે, પરનો કઢાડે વાક
પ્રતિઉત્તર પોતે લખ્યો, સૂઝે જેવી પેર
પ્રધાન—સાચો હોય શીદ પરનરે, કપટ કરી મુજ ઘેર.
ભૂખ્યાને અણુભોજય શુ, અનાથની શી આશ,
જારને મન શી દીકરી, નહિ માબેન અવાસ
પાણી પી પાછો ગયો, લખીયા અક પ્રધાન,
બીજીવાર જળમા ગયો, રીઝ્યો મન રાજન
અક્ષર વાચ્યા વજીરના, પોતે લખીયા લેખ,
ખોટો આપે ખરખરો, દુખ ન ધરતો રેખ.
રાય—ગજેન્દ્ર વશ અંકુશને, નારી તે વશ શર્મ,
અર્ણવ વશ મરજાદને, રાજા તે વશ ધર્મ.

( ચોપાઈ )

એહ લખી આવ્યો રાજન, જળ પીવા પેઠો પરધાન;
તે વાંચી ઉત્તર આપે લખ્યો, ક્રોધ અતિશે મનમાં રખ્યો. ૮૨૮

( દોહરો )

પ્રધાન તરસ્યો જાય તળાવમાં, દેખી અમૃતતોય;
દીઠે તરસ છીપે નહીં; પાઠો ન વળે કોય.

( ચોપાઇ )

એમ લખીને આવ્યો બહાર, પછી રાજા ગયો તે ઠાર;
વાંચ્યા અક્ષર ચેત્યો ચિત્ત, કોપ તજીને લખ્યું કવિત. ૮૩૨

( દોહરો )

રાય—રત્નજડીત હોય મોજડી, શીશ ન બાંધે નેટ;
અમુલખ છરી કનક તણી, કોઈ ન મારે પેટ.

( ચોપાઈ )

વજીરે પોતે વિચાર્યું ચિત્ત, જોવા ચાલ્યો વાવડી ભીંત
વાંચી વિચાર્યું મનડા સાથ, લીધા રાયને આડે હાથ, ૮૩૬

( દોહરો )

પ્રધાન—મન વશ હોયે જેહનું સત્ય તજે ન નિર્વાણ;
કપટ કરી નવ મોકલે, લેવાને ઠેકાણ.

( ચોપાઇ )

એમ લખી બાહેર આવિયો, ખાર હૃદેમાં અધિક લાવીયો,
વળી રાયે લખ્યો એક મર્મ, રાખવા સ્યામા કેરી શર્મ. ૮૪૦

( દોહરો )

રાય—નીચ દૃષ્ટિ તે નવ કરે, જે મોટા કહેવાય;
શત લાંઘણુ જો સિંહ કરે, તોએ તૃણ નવ ખાય.

(ચોપાઈ)

વળી પ્રધાને તો વાંચિયું, અદ્ભુત વેગ દિલમાં સાચિયું
ફરી લખ્યું દિલ આણી દુઃખ, શાનું મુજને ઉપજાવે સુખ ૮૪૪

(દોહરા)

પ્રધાન—હેતે શું વિખ પિજીએ, સૌ અમૃતને ખાય
ગેપ ધરીને શું કરે, વેળા તેની જાય
તે વાંચી રાજા લખે, ઉત્તરો અક્ષર આંક,
રાય—ચતુર ચિત્ત ક્ષમા કરે, જો હોય પરનો વાંક ૮૪૮
મૂરખ તો માને નહીં, માને ચતુર સુજાણ
સત્ય ગયું સર્વ ગયું, બોલે વેદ પુરાણ
સત્ય આધારે મેદની, સત્યે દિનાકર સુર,
તે સત્ય જેણે મૂકિયું, તે ગયો વહેતે પૂર ૮૫૨
ગળી પ્રીત પટંતરે, તે નારું વહેનાર
તે પડદો જો ભાંગિયો, ત્યારે શેનો ભાર
તેહ વજીરે વાંચિયું લખિયો છેલો ભેદ,
પ્રધાન—અજા બાપડી શું કરે, સિંહસું રાખી ખેદ ૮૫૬
પુત્ર મિત્ર વહાલા નહીં નહીં દમડો કે દામ,
પંડિત પ્રધાન વહાલા નહીં, જ્યારે પ્રગટ્યો કામ,
સત્ય શીલ ડહાપણ ગયું, ગયું મમત ને મામ
પવિત્ર પુન્ય વહેતું ગયું જ્યારે પ્રગટ્યો કામ ૮૬૦
નાત જાતનો ભય નહીં નહીં ગોત્ર જ ગુણગ્રામ,
રાજ પ્રજાનો ભય નહીં, જ્યારે પ્રગટ્યો કામ
અળખામણી આખી મેદની, અળખામણા શિરશ્યામ,
આત્મા પણ અળખામણો, જ્યારે પ્રગટ્યો કામ
સુખ નહિ સૂતા સેજડી, અસુખ આઠે જામ,
જળ ભોજન નિદ્રા નહીં, જ્યારે પ્રગટ્યો કામ

ગમે ન ઘર પુર મેડિયો, ન ગમે ધવળને ધામ,
ગમે ન વાત વિદ્યાતણી, જ્યારે પ્રગટ્યો કામ ૮૬૮

## ( ચોપાઈ )

એવા લખ્યા પ્રધાન વચન, તે રાજાને લાગ્યા મન,
કોઈ કોઈને મુખે નવ કહે, લખી પટાતરે છાના રહે,
રાજા કહે લખુ એક વાર, જોઈ મૂરખ મૂકે અહંકાર

## ( દોહરા )

ગદ્ય— કમળ જળમા નિત્ય રહે નિર્મળ ન ભેદે નીર, ૮૭૨
કામ ન ભેદે તેહને, જેનું શુદ્ધ શરીર
છળને છિદ્ર અડે નહી, સોને અડે ન શ્યામ,
ગુણને અવગુણ નવ અડે, જ્ઞાનીને ન અડે કામ
નીરને અગ્નિ નવ અડે, દુષ્ટ હૃદે નવ રામ; ૮૭૬
લોભને લાજ અડે નહી, જ્ઞાનીને ન અડે કામ
બ્રહ્મને કર્મ અડે નહી, સંતોષીને ન અડે દુખ,
જોગીને ભોગ અડે નહી, રોગીને ન અડે સુખ
અરુણને તિમિર નવ અડે, સિધ્યને નવ અડે શાપ, ૮૮૦
સિંહને શિયાળ અડે નહી પરિબ્રહ્મને ન અડે પાપ
વેદને ભેદ અડે નહી, ખળને ન અડે સત્ય,
સાચાને જૂઠ અડે નહી, જો પ્રભુ રાખે પત્ય
અગ્નિ બાળે સર્વને, જીવ બાળ્યો નવ જાય, ૮૮૪
મન્મથ જીતે સર્વને, જ્ઞાની નવ જીતાય
વહાલા પાપ અજાણને, હરિજનને વ્હાલા રામ,
સત્યને વહાલો ધર્મ છે, પાપીને વહાલો કામ

## ( ચોપાઈ )

રાય લખી આ તો બારણે, પ્રતીત પ્રધાનનજો કારણે ૮૮૮
લખ્યો પ્રધાનને એક જ ગોત, ઉતારના રાજાનો તોત.

(દોહરા)

પ્રધાન—ઉમયા હરે નવ જિત્યો, જિત્યો નહિ શ્રીરામ,
બ્રહ્માદિક જિત્યો નહિ, એવો અજિત છે કામ
જિત્યો નહિ મહા મુનિવરે, નવ જિત્યો નવિચંદ્ર ૮૯૨
જિત્યો નહિ વ્યાસ વિચક્ષણે, જિત્યો નહિ સુર ઈન્દ્ર
જિત્યો નહિ પાંચ પાંડવે, જિત્યો ન ગંગેયુ રાય,
જિત્યા નહિ જોગેશ્વરે, કામ અજિત કહેવાય
જિત્યો નહિ કો દેવતા, જિત્યો નહિ કો લોક, ૮૯૬
જિત્યો કોઈ કહે કામને, તે તો જાણવો ફોક
વેદપુરાણ કવિચાતુરી, સઘળી વાત છે સહેલ,
કામદહન મનવશકરણ, ગગનચરણ મુશ્કેલ
મૂર્ખ જિત્યો કહે કામને, માનો તેના પાપ, ૯૦૦
સહુને હૃદે વ્યાપી રહ્યો, કામ અજિત છે આપ
કોઈ ડાહ્યો થઈ બોલશે, રાખી પોતાનો ભાર.
તેને લેજો ઓળખી, મૂરખનો સરદાર
પંચ કણ પ્રાણે અન્નના, ચૈતન્ય ભાગે નેત, ૯૦૪
ઉઠી બેઠું ધવાય નહિ, (પણ) કામ ન મેલે ચેન
કો નારી મા નર પશુ, વૃદ્ધ જોબન ને બાળ,
કો મૂરખ પંડિત વડા, કામતણે વશ કાળ
મર્યાદાથી માન રહે, અણુસમર્થ રહે આપ, ૯૦૮
એકાંત આગ઼ધન રહે, વેદ પુરાણે છાપ
કો મન્દોદરી દ્રૌપદી અહલ્યા સીતા શરીર,
રાખ્યું આપ જ ઈશ્વરે, કામને વશ છે હીર
નહુશ સરખો સાધવી, શત યજ્ઞનો કરનાર, ૯૧૨
કામ અર્થે વિપ્ર જોડીયા, પૂછી લેજો પાર

પરાશર પડિત ધર્યો, નર ખડ જેનુ નામ;
માછ્યા મત્સ્યગન્ધા થકી, કર્તવ્ય કહિયે કામ.
ઇન્દ્ર સરીખો અધિપતિ, ઇંદ્રાસન સુખધામ, ૯૧૬
ગૌતમ ઘરણીશુ રમ્યો, કર્તવ્ય કહિયે કામ
ચતુર ચદ્ર મરીખડો, રોહિણી સરખી રામ,
ગુરુની નારી ભોગવી, કર્તવ્ય કહિયે કામ
કહેતા પાર ન પામીએ, પ્રકાશિયે શિદ પાપ. ૯૨૦
સહુકોને મન સિદ્ધ છે, જાણો આપોઆપ
હવે અક્ષર રખે લખો, ડાહ્યા થઈને આપ;
મનુષ્ય સિદ્ધ માનુ અમો, તો બ્રહ્મહત્યાદિક પાપ.

## રામ-અંગદ-સંવાદ

['અંગદ વિષ્ટિ'મા રાવણ સાથે વિષ્ટિ કરવા રામ, અંગદને લંકા લે છે તે સમયનો રામ-અંગદ સંવાદ
અખા અને દયારામની માફક શામળે પણ વ્રજ-હિંદી કવિતરોનીમા ઠીક લખ્યુ છે ]

### કાવ્ય છંદ (હિંદી)

: અંગદ કુ કહે રામ, કામ લંકમે કુ જાઓ,
રાવનસે કર બાત, વિષ્ટિ કર વેગે આઓ
જ્યોં બાઢે નહિ બેર, પેર ઐસી તુમ કીજે,
ગર્જ કરો ગઢ લંક, મીત લછમનકુ દીજે,
તકસિર બકસિર તોય, હોય નહિ બેર હમારે,
પાછી દીજે સીત, ચિત્ત ક્યો ચાહ તુમારે?

### ( છપય )

ન તર ચઢે કપિરાજ, લાજ લોપે ગઢ ભેદે,
જાહા સુખ સજ્જા ઠામ, ગામમે બાદર બેને.

બશ વિપ્રકો તન, મનસુ રાઢ ન સાધે,
નતરુ હરે સન જોર, ચોર કર પલમેં બાધે.
પુની રાવનકું રીઝાવ લ્યો, કહો સીત દેવે સહી;
શામળ કહે એસી બાતમેં, કો રોપ દોપ દેવે નહી.

( દુહા )

અંગદ : કહે અંગદ કર જોરકે, નિર્ગુનસો કહા નેહ।
કહા અગર ખર કાકકું, જૈસા ઉપર મેહ।

રામ : સ્વભાવ યહ સત બાતકો, અકલ બડીકો અંક;
રામ કહે અપનો પ્રીછે, બડા ન કાઢે બંક

( છપ્પય )

અંગદ : કહા કપૂતકુ ધંન। મન કહા મૂરખ સગા।
કહા કાકકું કનક। કહા ગર્દભકુ ગગા।
કહા ખરકુ અગર। કહા નિર્ગુનસો નેહા।
કહા સુગરી સેવ। કહા ધરની બિન ગેહા।
પુનિ કહા બહેરેશુ ગાન। કહા ચોરસો ચાતરી।
કહા રાવનસુ રીઝવન। જેસે દેન એસી પાતરી।

( દુહો )

રામ : બ્રહ્મરાક્ષસ એ ભૂપતિ, ખરી રત્નાકર ખાણ;
દશે શીશ રણ રોળતા, હણતા મોટી હાણ

( છપ્પય–હિંદી )

અંગદ : કહા મૂરખસે મેલ। કહા કાયાબિન માયા।
કહા રંકસે રઠ। કહા સેના બિન રાયા।
કહા નપુંસકસુ નાર। અપંગસુ કહા અટારી।
કહા દરિદ્રકો દામ। કહા પરસ્ત્રીસેં યારી।

પુનિ કહા કુસકો કુટનો ! કહા પંડિતસો પારસી !
કહા રાવનકો રીઝવન ! જ્યો અંધે આગે આરસી !

( દુહો )

રામ : ઈશકો શિષ્ય દશકંધ એ, રિધસિધ રૂડે રાજ,
સીતા દે તો સોતિએ, કોપ કરૂ કુણ કાજ ?

( છપય હિંદી )

અંગદ : કહા લડકુ લાજ ! કહા ચાડીસુ ચાતર !
કહા ભીખમેં ભોગ ! કહા જસબિન જુગ નર !
કહા જૂઠેકી જુગત ! કહા ગોવિંદ બિન ગાનો !
કહા કાપણુ દારિદ્ર ! કહા સતબિને જ્યુશાનો !
પુનિ કહા મગ્ગટ કડે મનિ ! જીહારી ઘર ઘોડલા !
કહા રાવનકુ રીઝવન ! જ્યોં ખાવરીકે શિર ભોડલા !

( દુહો )

રામ ગુણ કેડે અવગુણ કરે, એ પાપીની પ્રીત
અવગુણ કેડે ગુણ કરે, તે જ જ્ઞાની રીત

( છપય-હિંદી )

અંગદ કહા ખનકે સંગ ખ્યાલ ! કહા કુશિષ્યકુ બિદ્યા !
કહા બિપ્રસો ભોગ ! કહા નિર્મલકી નિંદા !
કહા બેદસો ભેદ, કહા નિર્ગુનસો નેહા !
કહા બેરી બિસવાસ, કહા બિન રતકો મેહા !
પુનિ કહા કીરત કહો સુમકી, કહા રામનામ બિન બોલનો,
રાવનકુ કહા રીઝવન, જ્યોં કૌવચકો ફળ હોલનો
રામ શો બાતનકી બાતમે, મોકુ રીત ભીલાઓ
તો અંગદ તુમ લંકમે, વિષ્ટિ કર બેગે જાઓ

રામ કહે અંગદ સુણો, વિષ્ટિ કરને જાઓ
રાવનસો વાતા કરો, મિસ સીતા લઈ આવો
રાવનકુ કહતનો કહો, સીતા દે ગુમાન
નતર હમસે જુધ કરો, ઘડી મે ત્યાગો પ્રાણ.

## હું અને તું

[કુમારી રૂપાવતી ગરીબ પણ વિદ્વાન બ્રાહ્મણ શોભાસિદ્ધને પરણવા રાજી થઈ છે તે વખતનો સંવાદ—'સિ. બ. ની 'રૂપાવતીની વાર્તા' (ન. ૩૧) માંથી]

બ્રાહ્મણ હું કુંજર તું શાળ, શિયાળ હું તો તું સહિયે
હું પત્તર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે
હું કથીર તું કનક, રૂપ હું તો તું સિંધુ
હું આગિયો તુ અરુણ, હું તારો તુ ઇન્દુ
હું ખીડી તું જાગ્રત તું, ક્યાં પાપડું ઝવેરડી
ફટફટ રે રાજકુમારિકા, દીપક લેઈ કુવે પડી

રાજકન્યા જેમ ગૌતમ અહલ્યા, જેમ સીતાને રામ
જેમ રુક્મણિને કૃષ્ણ કંથ, જેમ રતિને કામ
જેમ તારા ને ચંદ્ર, જેમ નળ ને દમયંતી
જેમ પાંડવ પાંચાલી ને રોહિણી ગુણવંતી
વળી જેમ વશિષ્ટ અરુંધતી, જેમ રનાદે ને રવિ
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા મોટા કવિ

બ્રાહ્મણ મારે માગી ભીખ, મહાનત તું તો આપે
હું નીચું જન નીચ, કષ્ટ તું કંઈના કાપે
હું ચોળું તન રાખ, તું તો સોને શોભાવે
મારે જીરણ વસ્ત્ર તું તો પટકુળ ઓપાવે

વળિ હુ તો કરુ છુ કાસદુ', તું ચડી સુખપાલે ફરે,
ફટફટ રે ઘેલી ગોરડી, વિપ્ર ગરીબને કયમ વરે

રાજકન્યા • જયમ બીજુ ને ભાત, છરી અક્ષર જયમ છાપે;
જયમ અગણુન મર્જાદ, વજન તોલા માગુ માપે·
ગત દિવસ જે ગીત, જેમ વાદળ ને તડકો,
જેમ પવન આકાશ, ઘડી પાણીરગ પવકો;
આનગ્દા આખી સૃષ્ટિની સુખદુઃખ ટાળ્યા નવ ટળે;
હું ભામનિ ને ભરથાર તુ, નાકે માગ્ગ નહિ મળે

બ્રાહ્મણ • ન ગમ્યો કોઈ નરેશ, ગમ્યો ન પ્રતાપિક પૂરે;
ન ગમ્યો કરમી કોઈ, ગમ્યો નહિ સામદ શૂરો,
ન ગમ્યો કોઈ વણીક, ગમ્યો નહિ નૌતમ નાગર,
દાતા કે દેસાઈ, ગમ્યો નહિ સુમતિસાગર;
કો ન ગમ્યો ગામ ગરાસિયો, ન ગમ્યો મેહેતામી તને,
પ્રધાન પાટવી પરહરી, ખોળી કાઢ્યો તે મને
ઘડા જેવડુ રત્ન, છેક રહેશે કયમ છાનુ;
તમે કહો પ્રતિગોવ, તેહ હુ તો કયમ માનુ,
તમ માટે મુજ જીવ, જરૂર જોતામા જાય;
તારે શીર કનક, દેશમા દર્શિત થાય;
જો હોય મુજને મગાવો, પરવશ પડશુ તાહરે;
અરે હાણુ અને હસનુ થશે, જગત જાણશે જ્યાહરે

રાજકન્યા • ઈશ્વર કેરી આણ, નામ લેના દેઉ તારુ,
તારુ પડે જ્યા થૂક, મગે રૂધિર ત્યા મારુ;
દ્રષ્ટિ તુજને જુએ, ચક્ષુ બે તેના કાઢુ;
વાટે નખ દે દુ.ખ, વેધિ તેનુ શિર વાઢુ;
જો કદાપિ જિવ જોખમ થશે, ભક્તિ તારીમા હુ ભળુ;
હાકમ પટેલ બાજર છતા, શરીર તુજ સાથે બળુ.

કવિ · રામા ન જુએ રૂપ, જુએ નહિ કુળ કે કાયા
ભામનિ ન જુએ ભૂપ, મગે જ્યા મનની માયા
જુવતી ન જુએ જાત, જુએ નહિ પંડિત પૂરો,
ન જુએ ઊંચ અમીર, તથા સતવાદી શૂરો
કામનિ તો કામાતુર જુએ, કે મન માને કામની·
ચળિ જાય નિમિષમા નીસરી, ભુંડી હોય જે ભામની

રૂડી રાજકુમારી, હીંચે હીંચોળાખાટે,
પરિમળ પુષ્પો પાન, પોઢતી પલંગ પાટે,
સજે સોળ શણગાર, અનેગ જુગત જડાવે,
ખમા ખમા કહે ખલક, વક્ષના લાડ લડાવે
તેવી તરુણીનું તો જુઓ, વિપ્ર સાથ મનડું વચ્યુ
ભિક્ષા માગી ભોજન કરે, કહે શામળ કારણ કશું

લે કામનિની કેડ, વગર મોતે તે મરશે;
લે કામનિની, કેડ, હરખ ચિત વાગ્દ હરશે,
લે કામનિની કેડ, જીવ જર જશ તે જાશે,
લે કામનિની કેડ અધિક અતિ અનર્થ થાશે
દુખ દેશે કે દડાવશે, મરશે કે તે મારશે,
જે કેડ કામનિની વહે, શામળ ટોડે હારશે

સુગ ચિગે જે નાર, જુએ વનવાડી સરવર
જાત્રામા નિત્ય જાય, તેહ સાથે પરઘર નર
ચાવા અતિ વાજિંત્ર, ગાન ઉપર દિલ દોડે
અતિ ચપળાઇ ચિત્ત, હસ અતિ માણે મ્હોડે,
જાતિ લોભિ અને લાલચી, અતિ નિશંક પરઘર મટે,
શામળ કહે કુળ શુદ્ધ કામની, એ લક્ષણથી ગુણ ઘટે

## રૂસ્તમનો સલોકો

['આ સલોકામાં, સન ૧૭૨૩-૨૪, એટલે સંવત ૧૭૭૯-૮૦ માં, અમદાવાદ, કપડવણજ ને મહી નદી પાસેના અડાસ (આણંદ તાલુકામાં) આગળ મોગલ હાકેમ હામીદખાનને સરબુલંદખાનની પ્રેરણાથી સુજાતખાન, ઈબરામ કુલીખાન અને સૂરતના હાકેમ રુસ્તમ કુલીખાન એ ત્રણે ભાઈઓ સાથે થયેલાં યુદ્ધો અને તેમાં છેવટના અડાસના રણસંગ્રામમાં રુસ્તમ કુલીખાને દાખવેલા પરાક્રમો વર્ણવેલા છે જો કે કવિ શામળે યુદ્ધ મચ્યાનો સમય આપેલો નથી, પણ વર્ણિત ઐતિહાસિક પ્રસંગથી તે સૂચિત થાય છે.'

—શ્રી અં. બુ. જાની.

વીરરસના નિરૂપણ માટે કેટલીક પંક્તિઓ, ડૉ. હરિવલ્લભ ભાયાણી-સંપાદિત 'રૂસ્તમનો સલોકો'માંથી અહીં આપી છે.]

### રૂસ્તમનો સલોકો

માહામ સાહામી તે રાઢ મંડાની જંત્રનાળો ને તોપો અડાની
છૂટે ગોળા ને ઢસુકા થાયે કાયર-કેગ ન ટકે પાયે ૧૨
તાણી તરકશ તાં મુક્યા છે તીર માર્યા તે મોહોટા વીરાધીવીર
ઘોડે ત્રાબાળુ ફરકે નીસાણુ ગમે સુરા ને કાયર ભંગાણુ ૨૬
તેહેની તો પાશ તુરાઈ વાજે વઢતા તો વાધે, કાયે નગ્ય ભાજે
બખતેગીયા પાખગીયા ઝુઝાર સોહીને આવ્યા ત્રણ હજાર ૬૩
પાછલ્ય હાથી હવદાયો હોદો માહિ તો બેઠો સાહિબજાદો
દીસ તો જાણે ચંપાનો છોડ કટકાઈ કરવાનુ અતિ ઘણુ કોડ ૬૪
મેઘાડંબર-શું પીછીઓ થાય આપ તો બેઠા અંબાડી માહે
સોહે રૂસ્તમ કબાઈઓ મોર જ્યુધ કરેવાનુ અતિ ઘણુ જોર ૭૭
પાછળ પાખરીઆ કરે છે રોસા ત્રણ્ય હાથીએ વાગે છે ઘોસા
કાસા નફેરી વાજે ઝરણાટ રણતુર-કેરા થાયે ચેચાટ ૭૮
સેહેરની નાલ્યો રેહેકવે ઘાવી ચાલ્યો હડીલો ફોજ સંભાલી
લોહનગર પાખગીયા-સુર ચાલ્યુ પરાણી સાગર-પૂર ૮૭

(વચમા ટીમદખાપોતાનો હ થી એ ગુીતોરીતે ચાસ્યા સહમાથી
છૂટે ગોલા ને થાયે ધમરોલ ભૂળ બહુ ને હાકનહોલ. ૯૩
ધુજે ધરા ને ખેહ નભ્ય સૂઝે નાગે ડાયર ને સૂર રથ અજે,
તરનારે તાલિ, બાણે વરસાત માહે માહે દેખાડે હાથ. ૯૫
બાઢે ને ચાઢે કરે હુકારા રમે, ઝૂમે ને મોએ તુરંગ,
ફેએ, એને ને નાખે છે ચીસ નાહાસે ત્રાસે આણી મન રીસ ૯૬
નાખે ત્યા ચીસો હાથી હણહણરા હણહણે ઘોડા, વાગે ભણકાર
કોપે ને ઘાપે ઝાપટે ઝટકા કરે કટારે કાયરના કટકા ૯૭
હાને ઝપેટ્યા, ઝપેટા લાખ 'ભાગ્યા હે' 'ભાગ્યા હે' મુખ કહે ભાખ
લપેટે, દપેટ ઘણા ગનગાજે ભુબ પડે ને ભણગા વાજે ૯૮
ગત્ય-દાઢો કે સાઝ-મનાર સૂઝે નહી કો ,પાયો-અસવાર.
હાથીએ હાથી ઘોડા-શુ ઘોડા ઝૂઝે જોરાલા પ્રાક્રમ પોહોડા ૯૯
ચઢ્યા વરઘોડે સુરા સુજાણ કાયર-કપટીને પડ્યા ભગાણ
ઝુઝાલા-કેરો જાલમ જોર થઈ ગયુ રણ અધારુ ઘોર ૧૦૦
ખારણ્ય પિરજ કોહોનુ નવ રહ્યુ ડાબર સર્વેનુ દેહેનટ ગયુ
સરાને ગમ્ય દીનાની-દીસ ધડ ઝુઝે ને પડે છે શીશ ૧૦૧
રુસ્તમ-ત્રેરા છૂટે છે બાણ માર્યા મરેહા, પાડ ભગાણ
કાહાડી શમશેરો આરણ અડીઆ જયમ તોગે ને ચાનવ ઝડીયા ૧૦૨
જે રે જાયો છે તે-હે તો મરવૂ બાકી શમશેર તો લડતા શુ ડરવૂ'
આગન કીધા એકના તો સાથી પાછન ઉરતગે હુંકારો હાથી ૧૨૮
ડાબા તો જમણી બીજા અસવાર નામ લેત મા ન્યય આવે પાર
ભાલા અણીઆલા, બાણ, નિશૂન ઘણા વઢે, લે ગદનુ મુન ૧૨૯
જેહેની તો પાશા દોટ દોડાવે મારે ચક્રચુર, માગ્ય પડાવે
ભૂત, ભગન રના કુનાહેન કરે આમશદે થા ખપર ભરે ૧૩૦
શુગ ને પૂગ અણીઆના ભાથી વીગ ને નીગ હહાવે હાથી
ફેરી ન ઘેરી ઘાઓ જ દેતા દોઢી ને ચોહોડી પ્રાણ જ લેતા ૧૩૧
રૂગે ને ઝુગે, ઘૂમે ને ગાજે દેખી મુગનાને દે દો દશ ભાજે
ઘોડે ને જોડે પોહોડા છે પુગ પાવે ને નાદે નમે રણશગ ૧૩૨

ચીસે ને ગીસે, પાડે ને તાડ ફુડ ડોલે ને દોદશા વાદે
ઝટકે ને કટકે ઉડાડે ફને ઘે છે સમશેરો પાધડે ઘને ૧૩૩
મલ્યા મરેઠા પૂગ ૯૨ હા વાખ તેહમા રુસ્તમની પડે છે હાક
સામલ કહે, સું કહુ વિવેક મ હ રા મુખમા જીહ્વા છે એક ૧૩૪
સાગરનું પાણી, તારા ગણાય રુસ્તમના જસુધ્યનો પાર ન થ થાય
ફગ મગેરે મોહે વીખાણુ એહવુ સાભળી બાધા બધાણુ ૧૩૫
બાદશાહી દન્તી મૂકી છે આમ એક સાહિબ શુ રાખ્યો વિશ્વાસ
રાજા વાલાણુમા સજા હથીઆગ રેડી દિધા માહે ન લાગી વાર ૧૪૩
ફેરા ફુડામા, હાલક પડીયા દાટો દશ-થકિ મરેઠા ચડીયા
રુસ્તમ કેહે 'આજ કરવુ છે કામ મોહોટા મરદુ મી ગખીસુ નામ' ૧૪૪
દાડી સમસેરો, મૂક્યો તો મગડી ઘાઓ દીધા છે દાત જ કરડી
લપેટાઝપેટા નાહા કે વાટે ઘાટ ઘડા એમ ઘણાને ઘાટે ૧૪૫
વિજની-કેગ ઝમુકા ઝમ તરવારો ચમકે તરતી રે ત્યમ
ઝૂમઝુમે ધરતી ઝૂનારે ઝૂઝે બેય ઉડે ને કારે ન થ સુઝે ૧૪૬
દાતા ઝૂઝારનિ સોભે છે દેક ગાજે ગુણુવતા અસાડો મેહ
સગણાઈ-કેરા કહન થાય ગરઆ ગુણુવત ઘણા જસ ગાય ૧૪૭
'ભનો ભનો' કે વિખાણે ભાટ વિર હ ક પડી, વરત્યો તાહા હાક
ભુબ પડે ને બાણુગા બહુ વાજે ભેગ ભૂકે ને નોબત ગાજે ૧૪૮
અતરિક્ષથી આવિ દૈવતા જોય, સુગ હસે ને કાયર રણ રોય
ગનણુ-રામે જ મ જ ગમ રચીરો મચ્પ મોહોટો તો રાગનો મચ્યો ૧૪૯
કૌરવ-પાડવનુ જુધ્ધ છે જેવુ તોન-તરતિમે વિખાપુ તેવુ
અબાડી-સોતા લહા યો હાથી આસ ઉગાડા સામદ, સાથી ૧૫૦
મેર-ઉપગ ઝમ મેઘ પડે છે ચતુરગી સેન્યા ચિત ચઢે છે
નાખે ચીસો ને એચે કમાન જે દશા દોડે ત લા પડે ભ ગાગ ૧૫૧
ગોહોમા તરઆરો હાથમા તીગ મોહાટા-ઓહોડાના ઉપર્યા નીગ
જેશી તો પાશા દેટ દોડાવે ભગાણ પડાવીને ગોરચે આવે ૧૫૧
ગોતભાગા તો મનમા ન થ બીહે 'હવે લડીસુ અનસગ કીહે'
આમદે યા અ શીશ દે છે ગાસે મયરના પ્રાણુ જ લે છે ૧૫૧

રૂગે રહીઆના ગઢ ન ખુટે ઉંટ, ખચર, પોઠી ગહુ લુટે
હાથી હલાવ્યા, પાડી લોહો કાદી મકીધ,મી.ન ને પાડા બહુ પોઠી ૧૫૮
વેહેલો, રથ ને સુખપાલો રાની જોના જોરાના નાખ્યા છે ઢાલી
ફુદાના, ફુદાના વીગ વાઢડા રૂસ્તમે રણમા કીધા ગકડા ૧૫૫
માહાનનમા જમ સેર ત્રહુકે નાસે હરણ ઝમ પાશે નન્ય ઢૂકે
મડ ઉપર મડ ઢોલાવ્યા ફુનહુથાના જુધ કેલાવ્યા ૧૫૮
પાયેચા બાધી બાહિ સાવી મરડી હાથ વાસે ગાન ધરાવી
આકાશમાહે જમ તારા ગને છે એમ મારતા સૈન્ય ફરે છે ૧૬૪
ઉડે આકાશ, જયમ નાઢૂકે વાઘ ફોજ મારગ દે, થયા ને ભાગ
સાહામા આવીને કોયે ન ય અટકે રૂમે, ઝૂમે ને ઉડે એમ કટકે ૧૬૫
વિખાણ કરતા નારજ થાય જેણે દીઠુ છે તેને મનાય
આહેડી દેખી પખી ઝમ નાસે રૂસ્તમને દેખીને મરેહા ત્રાસે ૧૬૬
વરતા તો વાધે બાહુર વાડો રહ્યો પાઞનો ચોઘડી દાહડો
ધરતિ ધ્રૂમક્રમે, ન ય લેહે ભાર લડાઈ લડા અપરમપાર ૧૬૭

× × ×

તેર દાહાડા એમ જુધ થયુ સામલ ભટે સક્ષેપે કહુ
પછે મરેહાનિ ફાવ્યો ઘે આઠ પિરો રૂસ્તમને કીધો છે હાઠ ૧૨૦

× × ×

સવત સત્તર એનાશી જાણ માધસર વદી તેરસ પરમાણ
સામલજી બ્રાહ્મણ શ્રીધો. નાત્યે બધો સનેડો માલની નર ૧૭૭

## પાવાગઢનુ પતન

પ્રજુ ગણપતિના પાએ પૂજુ અગિન્ન ની પાવડી રે
રાયો મનખનપુરી રાએ મથ્યા કરજે સુજ્મારડી રે ૧
ચતુર્દશ આપાનેર વસે રૂણનિધિ કાની ! રે
ખીધો તરખ્ણાનો મેર એથી બહુદિધિ બાનીમ રે ૨

શીવરાજ્યું બધું શેર પવનપાંણી પેદા કરે રે
કીધી વૃક્ષની ઓળ ચોમેર પરમ ધાન ધરણી ધરે રે ૩
નદી પરવત ને પાહાણ મણી મંડલ ને માનવી રે
જીવા જોતનણું જે જાણ દેવ ઋષિ ને દાનવી રે ૪
પાવાઘડનો પરતાપ દેવ જાણી વાસોવસે રે
આદ શક્તિ અપાર ધરમ લોકથી વસે રે ૫
પતાઈ રાવલ પ્રચંડ ધરમરાજ કરે ઘણી રે
જેના દેશમાં નહી દંડ ક્રીપા કાલીકાની છે ઘણી રે ૬
નવરાત કેરા દન ખેલે ચોસઠ જોગણી રે
માએ વિચાર્યું મન ભાવઠ ભાગવાને ભોગણી રે ૭
ગંગળ માનીઓ ગાય ગરબે રમે સહુ ગામની રે
ઘેઈકાર થૈઈ થાય નિત્ય નાગઅણી નામની રે ૮
સજ્યા સોળે સણગાર ચરણા ચોળી ને ચુંદડી રે
દેરૂ મોતી કેરા હાર ફરફરે સહુ ફુદડી રે ૯
તેમાં કાલીકાજી માત ગરબે રમવાને આવીઆં રે
વાણી વેદ વિખ્યાત રૂપ લક્ષણરવિ લાવીઆં રે ૧૦
રંભાદે રોહણીનું રૂપ રુડી રતનાવલી રાધિકા રે
સુર ભામણી ને ભૂપ સુખ સાગરની મારકા રે ૧૧
ઉંચા નીચા થઈ ગાએ જુગતી કરે છે જોડમાં રે
મુખે મધુરાશાં ગાએ હાથે લે છે અંબોહડા રે ૧૨
બ પ્રકારના છે છંદ ખાંતે ખેલ કરે ન ખામીઓ રે
ઉમેદ આનંદ કંદ હાર છત લે હામીઓ રે ૧૩
જેવી વીજળી આકાશ ચોખુટમાં ચમકતી રે
બેઉ કસ્તુરી બગાસ ગાજે ઘુઘરીઓ ઘમની રે ૧૪
જાણે કોટી ઉગ્યા ભાણુ કોટી શશીમુખ કામની રે
મુખે શાં કરું વખાણ ભજે ભ્રાતિ એવી ભામની રે ૧૫
સંગે પનાઈને ખાંખ કાવી જોવાને કારણે રે
લાગ્યું મોહનણું બાણ ધારજ ન રહી ધારણે રે ૧૬

સુધ બુધ ભૂગો સગન કાવો હૈડેગો તાહા થઈ રહ્યો રે
મુકી મન કેરો ગગન લક્ષણ હીણો તે નર ગ્યો રે ૧૭
ગરગે કાળીકાજી ગાએ તેની લીલા તે શી કહું રે
ગોભા સ્વરગ કેરી થાય લક્ષણ જોતામા શા લહ્યુ રે ૧૮
શોભી રહી બધી સષ્ટ વાજા દેવકેરા વાજીઆ રે
થઈ પુષ્પ કેરી દ્રષ્ટ સાકટ સેવકના ભાગીઆ રે ૧૯
આવ્યા ઉમીયા ને ઇશ કાની જોવાને કારણે રે
જુગદંબા જુગદીશ નિત્ય જાએ એને વારણે રે ૨૦
ભણે બ્રમાજી વેદ નારદ નાચે છે નરતમા રે
વાણી વખાણે છે વેદ શોભા સનકાદીક વરતમા રે ૨૧
દેવ તેતરીસ ક્રોડ ઇંદ્ર ઉતારે છે આરતી રે
કૃષ્ણ રહ્યા કરજોડ ભાન દેખાડયો ભાવથી રે ૨૨
મહાપૂજા મધરાત મંદીર ગયા સૌ માનની રે
ગ્યા કાળકાજી ગાત સુંદર કેરી સામની રે ૨૩
પતાઈ ગવળનુ પાપ કામે લીધો છે કેડનો રે
અંબા એકની છે આપ ઝાલ્યો છળ કરીને છેડલો રે ૨૪
પોતે થયા છે પ્રસન્ન "માગ માગ" મુખથી કહ્યુ રે
દેવીએ દીધુ દરશન લક્ષણ હીણે તે નર લહ્યુ રે ૨૫
હેતે ઝાલ્યો છે હાથ જુકુ બોની જઈ જાહેર રે
સામા આવો મુજ સાથ મંદિર રાખુ છુ માહેર રે ૨૬
શક્તિએ દીધો શ્રાપ "મુરખ મેલ છેડા માહરા રે
પાયે મરયા તાહરા પાપ ગયો પાવો પડુ તાહરો રે" ૨૭
કીધો કાળીકાએ ક્રોપ નિભોગ સર્વ ત્યા રહ્યો રે
આપે થયા છે અલોપ જાય ગારી ગજા રહ્યા રે ૨૮
સુમો સાહેબ સુલતાન ચાર લક્ષ ઘોડે ચડયો રે
મહીપતિ મુકાવી માન પાવાઘઢ આવી અડયો રે ૨૯
અદકી કીધી જઈ આચ જુદ્ધ જોરે થયુ ઘણુ રે
પુરા વર્ષ વીત્યા પાચ તેવ ઘરનુ થયુ તે તણુ રે ૩૦

માયે આપ્યું વરદાન અનુકંપા કરી ચાગીગે રે
બહુ વૈકુંઠે વેમાન સુખસાગરમા આપીઓ રે ૪૫
થયો સુરે સરદાર નરપતી તેને નડયો રે
માગદ મોગે દરબાર પૃથવી પાડી પોતે પડયો રે ૪૬
ઉતપત કાલીકાની એહ ગાય શીખે ને સાંભળે રે
કરે નાગચાની નેહ સુખસાગર સહેલ ફરે રે ૪૭
આઠ સીધ નવે નીધ પામે પદારથ પાચમા રે
રાખે તે ઘેર રીધ ના આવે તેની આચમાં રે ૪૮
ઘણી લક્ષ્મી ઘર સુત્ર કોટી કરવિ કાગળા રે
વાઝીઆં પામે છે પુત્ર પ્રીતે બધાવે પારણા રે ૪૯
મુરખ કવીતા થાય વીધ્ય પામે રંક રાજીયા રે
ભાવટ ભવ કેરી જાય ગુણ સાગરમા ગાજીયા રે ૫૦
બધીર પામે જે કરણ માતા થાય તે માદલા રે
ચાલે ખોડાં તે ચરણ આખે દેખે તે આધળા રે ૫૧
રોગી જનના જાય રોગ સુખ સાગરની સાગરા રે
પામે ભવતા તે ભોગ કીરપા કરે માત કાલીકા રે ૫૨
સામળ ભટ શ્રીગોડ પીતા પરસોતમજી તણો રે
ગાય ગરબો કરજોડ જશ મહીમા વાધે ઘણો રે ૫૩
ગરબો શીખે નરનાર કીરપા કાલીકાની છે ઘણી રે
જે જે બોલો વારવાર સેવો સવખનપુર રાણી રે ૫૪

## મોહનાનું શબ્દચિત્ર

પુત્રી એક તેને પદ્મિની, લાયક લાવણ્ય લાખ;
અકથતણી અરણુવ અતિ, જેની શાસ્ત્ર જ પૂરે સાખ,
તે રૂપે રંભા સરીખડી, સતીમાંહે સરદાર;
હામ કામ મૃગનેચની, દિલ ઘણું દાતાર.

નખશિખ શોભા નીરખતા, અમ્બુજદલ શા નેણ
હંસગતિ ગજગામિની, અમૃત વદને વેણ,

દેશ ગનાની દગગણી નાગ ગનાવત નિધ
રૂપવંત રૂડી રમણી, ગતિ સમોવડ રીધ

કેશપાશ તો કપિનકૃત, કાળો કાળીનાગ
ચાહો નિધે ગુથ્યો ચોટલો, વીથવટ લાવણ્ય લાગ

ભર્યો માગ ભરપૂર પુર સિંદૂર શોભિત સર્વ,
જળધાર શિવલિંગ પર, ઘણો ઉપજાવ્યુ ગર્વ

વદન શરદ–ઈંદુ જશ્યુ, અમ્બુજદલ શી આંખ
ભમર ભમરાતી ભજત, પાંપણ ભમરપાંખ

રસના અમૃત સારખી, સ્વર કોકિલા વાણ
દંતપંક્તિ દાડિમકળી, જશરૂપા જુવતી જાણ,
ચિબુક ચારુ ચતુરાતણું, અધર પ્રવાળી અમૂલ
ગ્રીવા પોતકપોત શી, નીલગ્રીવ સમતુલ
નૌતમ નાસિકા કીરવત, તલફૂલ તેનની ધાર
શ્રવણ શીપ શોભિત સદા, ઓપિત અપ પાર
ઉર અદ્ભુત ઉપમા અધિક, ચક્રવાક–જુગ–જોડ
કનક–કળશ સુધા ભરિત, ક્ષણમાત્ર નહિ ખોડ
ઉદર પોયણપાનવત, ઘણું શોભત ગંભીર
ત્રિવલી તરંગેરી નમી, સઘળું શુદ્ધ શરીર
નાભિ દક્ષિણ વર્તન, પૂર્ણ દેશનું પવન
રંભાથંભ જંઘજુગમ, તોન ઘણેરી તન
કરિસુંઢ સરીખા, અંગુલિ મગની શીંગ
નખચંદ્રવેલી મણીમથન, નખ તારાવત રંગ
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક
ગતિ ગજેન્દ્ર ઓપિત અધિક, ક્ષણ માન નહિ વંક

જાવક રંગ પાની જરી, સજ્યા શોભિતા સોળ;
નીલવટ કુંકુંમ કેસરી, મુખ તાતા તંબોળ.
રત્ન જડિત્ર કરચૂડલો, ચંપકવરણાં ચાર;
ચરણા ચોળી શોભિતા, નિરમળ નારી નીર.

[ મદનમોહનામાથી ]

## કૃષ્ણ-સ્તુતિ

શ્રીકૃષ્ણ કરુણાનિધિ, કરુણાસિંધુ કૃપાળ;
વિશ્વપતિ વિશ્વેશ્વરો, દિનબંધુ દયાળ. ૧
ગોવિંદ ચારી ગાવડી, માવડી બાંધ્યા હાથ,
પિતાંબર પ્હેરી પાવડી, ચૌદ લોકનો નાથ. ૨
હંસ હર્યા કુડ કંસના, જદુવંશ જદુપત્ય;
અંશપતી એ અવતર્યો, સઘળી જેને છત. ૩
તોળ્યો પર્વત ત્રિવિક્રમે, ઘોળ્યો ઈન્દ્ર અહંકાર;
રોળ્યા રાક્ષસકુળ લક્ષધા, જેનો ઉર્યો ભાર. ૪
કાળ આપ્યો શિશુપાળનો, પાંડવનો પ્રતિપાળ;
કુબ્જાને કંદર્પવત કરી, હોડે શુદ્ધ હવાલ. ૫
નીર રાખ્યું નારી તણું, ધારણ દીધી ધીર;
ચીર પાંચે વધારિયાં, ચતુર્ભુજ પૂર્યાં ચીર. ૬
પંડિત પારાયણ કરે, નારાયણ નિજ નામ;
સારાયણ સુખ સ્વર્ગનો, હારાયણ ચિર હામ. ૭
તત્ત્વ બાધા ત્રિલોકનું, રાધારૂપ અનૂપ;
માધવ ઘરમા માનતી, ભારે પોતે ભૂપ. ૮
નંદનંદન વંદન જગત, આનંદ કંદ ઉદ્યોત;
ચંદન શીતળ સુખકરણું, બંધન ટાળણું જ્યોત. ૯

સ્યામ રામ સુખ ધામનો, રામ નામ વરેણ્ય,
રામ અયોધ્યા ધામ ધર, કરુણાનિધિ કામ કરેણ ૧૦
ચિંતા તજ ભજ શ્રીપતિ, સમર્થ કર્મ સીતા ભ્રાત,
પઠન કર ગીતા પાઠને, મૂળ જ્ઞાનની વાત ૧૧
સરસ્વતી સુખદેવજી, ગતિ સુખસાગર એહ;
રતિપતિ સમર શ્રીપતિ, જતિ મતી સુંદર દેહ ૧૨
[ શ્રી શિવપુરાણ—અધ્યાય-૧૭ મો ]

## શિવ-સ્તુતિ

ધન્ય ધન્ય શિવ મહારાજ, તાજ નખોજી માહરી,
આપો સુખવિલાસ, આશ કરે જે તાહરી
વૃષભવાહન રૂપ, પ્રૌઢ વરદાન જ આપે,
જેહ જપે તુજ જાપ, પાપ શરણાગત થાપે.
ચોખા ચઢાવે ચાર, પાર ભવજલના પામે,
જેહ વગાડે ગાલ, ત્રાસ તે જન્મની વામે
પુષ્પ ચઢાવે જેહ, દેહ નિરોગી થાયે,
પૌત્ર પૌત્રી પરિવાર, સાર સુખ જે ગુણ ગાયે
અષ્ટ મહા સિદ્ધિ, નવ નિધ રહે નિત વાસે,
જીવિત પામે ભક્તિ, મુક્તિપદ ગત કેવામે
મહારુદ્ર ઈશ સમાન, નહી કોઈ દાતા દેવતા
સામળ કહે ચિતમા ધરો, મૃત્યકને કરો જીવતા
[ 'સિં. બ.'ની વાર્તા-૬ 'અમોલા રાણીની વાર્તામાંથી ]

## રામ-મહિમા

કહા જાને મૂરખ, તુ દશરથકે નંદનકુ,
સનકાદિ જોગી જેમે, પીર ધ્યાન ધરત હે

## વીરજિત વિક્રમ

રાજા તો શ્રી રામ, કામ તો રૂપ સરૂપે,
સત્યવાદી હરિશ્ચંદ્ર, રક્ષકારિક જ ભૂપે.
તેજવંત તો સૂર, પૂર તો સાગર કહિયે,
કાણુ જ કેરો ભોગ, જોગ શ્રી ઈશ જ લહિયે.
વિદ્યા વિવેકિ શુક્ર, ચક્ર આયુધ શિર જાણો,
ધન શિરોમણ ધ્યાન, માન દુરયોધન ગણો.
સતી શિરોમણ સીત, પ્રીત તો લક્ષ્મણ કેરી,
ધાતુ શુભ સોનર્ણું, કર્ણ તો દેહ દાતારી.
ઉપાસક અબે માત, જાત્ય બ્રાહ્મણ મણ અંકા,
પુષ્પ પર્ણ વિશેષ, દેવ શિરોમણ લંકા.
કવિ મધ્યે કવીદાસ, સામળ ભટ સાચો લહ્યો,
પરદુઃખભંજન સુખકરણ, વીરજિત વિક્રમ કહ્યો.

[ 'સિ. બ.' ની વાર્તા ૯ ' હંસની વાર્તા ' મા વિક્રમ સ્તુતિ ]

### એક સમે વિક્રમ ચડયો અથવા વિક્રમની સવારી

[ એક સમે વિક્રમ ચડયો- ' સિ. બ 'ની ' પંચદંડ 'ની પાચમી વાર્તામાથી વિક્રમની સવારીનુ શબ્દચિત્ર અહી આપ્યુ છે ]

દુહા

એક સમે વિક્રમ ચડ્યો, દેઈ દદામે ઠોર,
ધ્રમકારે પૃથવી (ગડ)ગડે, વાજા વાજે ઘોર ૧૬
આગળ બાહાર હસ્તી તણી, મદ ઝરતા માતંગ,
અંબાડી કંચન તણી, સિંદુર રંગ્યા રંગ. ૧૭
ધજા નેજા અતિ શોભિતા, ઐરાવત આકાર,
બીજા ગજ તો અતિ ઘણા, એહવા સહસ જ બાર. ૧૮

કચ્છિ, મુલતાની ઘોડલા, ખુરાસાણિ કાસ્મીર,
કેતલ કાલા, કચ્છીયા, શૂરપૂર, મહાધીર. ૧૯

ઉજ્વલ, અબલખ, ભૂખરા, નીલા તે નવરંગ,
જડાવ પલાણ હીરે જડયા, અતિ અતુલીબલ અંગ. ૨૦

ગંગાજલા ને હરમજી, પાણીપંથા અમૂલ,
ઓરંગી, સોરઠા, સુજાણપત્ય, તેજિ તુરંગ અતૂલ. ૨૧

અનેક રથ ને પાલખી, ઉપરિ અનમિ અસવાર,
ચઢયા વેડાગે વાંકડા, ઝાંઝા માર્યા ઝુઝાર. ૨૨

ચાહાલા, દાહાલા ભલા, ઘોડે જોડે પુર,
રમઝમ કરતો નીસરયો, સિંધ સિંગગણ શૂર. ૨૩

કેં પાયક, કેં પાખર્યા, કેં વાજંત્ર ચહુંચાટ,
કેં ભાટ, બ્રાહ્મણ, ચેટિકિ, જશ ગાવે ચારણ ભાટ. ૨૪

વિક્રમ વાડિઇ સંચરયા, રમના કારણ આપ,
ગોષ તે લાગો સલકના, દુશ્મન લાગો તાપ. ૨૫

સામંત સાથે સંચર્યા, જેહેની શોભે દેહ,
ચઢયો ગજ દેઈ દુદુભી, જિમ અષાઢો મેહ. ૨૬

જિમ ધસે સિંહ વનમા જિમ પગહિ પૂર,
તિમ વિક્રમ સેના ચઢી, વિરાધ વીર મહા શૂર. ૨૭

જેહેવો ધર લંકાપતિ જેહેવો બીજો ઈંદ્ર,
જેહેવો અર્જુન બાણાવલી, જેહેવો શરદનો ચંદ્ર. ૨૮

સૂરજ સરીખો ઊજલો, દાતા જેહવો કરણ,
રૂપે કામ સરીખો, ચંપા જેહવું વરણ, ૨૯

રાય હસ્તિનાપુર પતિ, જેહવો ઉગતો ભાણ,
એહવે પ્રકારે સંચર્યો વિક્રમ વીર સુજાણ. ૩૦

[ 'સિં. બ.' 'પંચદંડ'ની પાંચમી વાર્તામાંથી ]

## ઉજ્જૈન નગરી

[સિંહાસન બત્રીસીની પારખી "કાનડિયાની વાર્તા"માં વિક્રમનો પુત્ર વિક્રમચરિત્ર પિતાને મળવા પ્રથમવાર ઉજ્જૈન આવે છે ત્યારનું ઉજ્જૈન નગરીનું વર્ણન]

(ચોપાઈ)

ઉજ્જેણી પંથ ખેડ્યો છે વાજ, પુત્ર પિતાને મળવા કાજ
એક માસ ઉપર દિન ચ્યાર, ગયો ઉજ્જેણી રાજકુમાર ૧૮૨
અગ્નિતેજ અધાર જિસ્યૂં, દૂર થકી તે દીઠું તસ્યૂં,
તાંડવ નૃત્ય સભામાં થાય, તે એક જોજનથી સંભળાય ૧૮૩
નગરમાંહે અઢારે વર્ણ, હરિકથા સુણે નિત્ય કર્ણ,
પગને પગને શિવપ્રસાદ, સહુ તણે મન છે ઉનાદ ૧૮૪
રમ્ય સ્થાનક વિશાળ જ વાટ, ઘણા કુપ પાણીના ઘાટ
ક્ષિપ્રાતટ તે બીજી ગંગ, સ્નાન કરે થાય પાવન અંગ. ૧૮૫
સહુ માનવી જાણે દેવ, ઇંદ્ર સરખી અધિપતિની ટેવ
ઋષિ સરિખા તે સર્વે બ્રહ્મ, અગ્નિહોત્ર પાળે ષટ્કર્મ ૧૮૬
જાણે પદ્મની સર્વ સખી, ઇંદ્રપુરી આકારે લખી
ધર્મવંત અઢારે લોક, નહિ કોઈને વ્યાધિ ને શોક ૧૮૭
કામદુઘા જેહવી સર્વ ગાય, ધર્મમાર્ગે તો સહુ કો ધાય
રામરાજ્ય છે વિક્રમ તણું, શું વખાણ કરીઈ તેહ તણું ૧૮૮
ઇંદ્ર આકાર ફરકે ધ્વજ, ઐરાવત સરિખા ઉપે ગજ,
ઘેર ઘેર ગગાજતા ઘેડલા, ઘડ જાગે હણહણતા રોડલા ૧૮૯
એહવી નગરી ઉજ્જેણી વડી, સ્વર્ગ આકાર વિશ્વમાં ઘડી
સ્ત્રી ચિત્રિણી તે ઘેરે ઘેર, પતિવ્રતા નત પાળે પેર ૧૯૦
સહુ તણે મન પરોપકાર ખપ, કો કોહોનો નવિ ચૂકે ધર્મ,
વૈશ્ય વ્યાપાર શુભ માંડે હાટ, લાભ ન લીઈ અધિકું માટ ૧૯૧
ક્ષત્રી ઝંઝટ જંગમાં ચડે, સાધુને પીડે તેહસ્યૂં વઢે
રાજાનો સત્ય બાંધ્યો પંથ, ઘટે તહેને તેહવો દંડ ૧૯૨

વિપ્ર અજાચક સહુનૂ મન, પૂજે રાજા એહા અન;
પવિત્ર કાયા નિર્મળ દેહ, મન માગ્યા વરસે છે મેહ. ૧૯૩
ખેડુત જનને અધિકો લાગ, રાજાને દે દશમો ભાગ;
જિહા આણુ ધર્મની ફરે, તિહા વિઘ્ન કોઈ નવિ હરે. ૧૯૪
ધર્મપુરી એહવૂ છે નામ, રાજકુવર આવ્યો તે ગામ. ૧૯૫
['સિં. બ.'ની બાગ્મી કાવડિયાની વાર્તા' માથી.]

## લંકાવર્ણન (છપ્પા)

સરોવર સમુદ્રકાર, પંકજ સહસ્ત્ર ખીલે,
સ્ફાટિક મણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે
કસ્તુરી બહેક બગાસ, ચોયો કેસર બહુ વાટે,
હીરાજડિત ઘણી ઘેડ, ઘુમટ ઘણી ઘાટેઘાટ
ઇંદ્રપુરીની ઉપમા, કહેતા વિમાસણ કરે કવિ,
લંકાનીવા લખ કોટિધા, નિરખે અંગદ નવનવી ૫૮
[લવિંગ તણી લીનાગ, અધિક એલચી વન ઝુમે,
બોલે ચાતુર મોર, ભ્રમર ગુંજારવ વન ઘુમે.
છપ્પન વનીતા છાજત, વનસ્પતિ ભાર અઢારી,
નાગર વેલ્ય વસત, સ્વર્ગથી શોભા સારી
વળી માગ્યા મેહ વસુધા વહે, અધિક ઉપમા શી અંકમા,
સુખસાગર સમન્ધ ધમી, લીલા લહી લક્ષ્મી લંકમા. ૫૯
પુરમા શિવપ્રસાદ, છબ છબીલા છાજે,
કનકેશ્વર મહાદેવ, ઈશશીષ આપ બિરાજે
નિજકુળની માતા, રાવણી નિરમળ નામે,
વસે સૌ શુભધામ, શોભિત નિજ કામે.
ઇંદ્ર જીત્યો ઇન્દ્રજીતે સમૃદ્ધિ લૂટી લાવ્યો ઘણી.
વૈકુંઠ વાસ્યુ વસુધા પરે, એ લીના લહેર લંકાતણી] ૬૦

નક્ષત્ર સરખી નાર, અગ્નિની જ્યોતિ સરખી,
ચંપકવરણા ચીર, પદ્મિની પૂરણ પરખી
કનક મણિમય કુંભ, પ્રેમદા પરવરી પાણી,
આભૂષણ ઉપમાય, ઇંદ્ર કેરી ઇંદ્રાણી
એ લખ જિહ્વાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી,
સામળ કહે હું કેમ કહી શકું, લીલા લહર સંક્રાતણી. ૬૧

[ 'અંગદવિષ્ટિ 'માંથી ]

## નિર્ધનતા

નિર્ધન હોય ને વિદ્યા ભણ્યો, તેને કોઈ લેખે નવ ગણ્યો;
નિર્ધન હોય જો રૂડે રૂપ, વૃથા જાય જયમ રણમા કૂપ.
નિર્ધનપણામા હોયે શૂર, નિંગેધ માત્ર ન શોભે નૂર;
નિર્ધન હટ્ટો કટ્ટો દેહથી, કહે નઘરોળ સૌ કો તેહથી.
નિર્ધન હોય ને ઝાઝું જમે, પ્રેત કહી સૌ તેને દમે;
નિર્ધન કરે જો પરના કામ, નવરો કહેશે બાધુ ગામ.
નિર્ધન હોય ને ઝાઝું સૂએ, દરિદ્ર કહીને સામું ન જુએ;
દરિદ્ર થકો જો જાગે ઘણું, કહેશે કર્મસુખ નહિ એ તણું.
નિર્ધન જન જો થોડું ખાય, ક્યાંથી દેખે ગ્યપના માંય ?
નિર્ધન ઝાઝા બોલે બોલ, કરે લબાડી ન રહે તોલ.
નિર્ધન હોય ને રહે જો મૌન, કહેશે એનું હૈયુ શૂન્ય;
દરિદ્રપણે દાતારી થાય, ઘર વેચીને ભા જાતર જાય.
દરિદ્રપણે જો નવ ખર્ચાય, બારે એના સરખા જાય.
દરિદ્ર દીકરીનો દ્રવ્ય નિયે, મોઢે સૌ કો મેણાં દિયે.
કૃષ્ણાર્પણ નિર્ધન જો કરે, કહેશે કાસે ભૂખ્યો મરે;
કેટલાર કહિયે શું કથી ? છૂટકો નિર્ધનનો કંઈ નથી.

જગપતિ જો આગેરૂં ખાય, તાલેવંત કર્મી કહેવાય;
જગપતિ જો ઘોડેરુ જાગે, ભર્યાં મન સૌ મને ગમે.
શ્રીમંત થઈ જો આગ્રૂ સૂએ, સુખિયા જીવી સૌ સામુ જુએ;
નિર્ધનને આવી ઊંઘ અડે, તેને અઘોરી કહીને નડે
નિર્ધન નદીએ નહાવા જાય, તેની પૂંઠે નિંદા થાય.
જગપતિ જો જાગે રાત, કરે વિખાણ રૂડી વાત
નિર્ધન ઘેર જો આવે ઘણા, તેને કહે ઉંડું કો તણા.
કદાચ રંક પામે જોગીઓ, કહેશે જો કીની ચોરીઓ.
જગવંત જોખ કરે જાગીઓ, સતી કહેવાય તેની નારીઓ;
નિર્ધન નર બાંધે બાકરી, ચાલ શ્રીમંત તણી ચાકરી.
ભાગ્યવાનનું તાવે ગજે, ધનહીનને ધુતાગ મજે,
અલખતવાળો અમલ જ પિયે, કર જોડે સૌ તથી બિયે
જગપતિ રમે જો નિત્ય જાર, ભના લોક ગણે ભડભાગ,
ગરીબનો કંઈ છેડો અડે, પીડા પામે ને બંધન પડે
શ્રીમંતને ઘેર શોભે સુખ, દરિદ્ર તણે ઘરે દારુણ દુ:ખ,
ભારે કર્મની રેખા ગતિ, જરૂર ડાહ્યો જાણો જરપતિ
જર વિના માનવ તે મડા, ભના છાપર પાખી જેમ ભડા;
દરિદ્ર દામણો શું દે દાન? હળવો જેમ પીપળાનું પાન
અકલ હોય અતિશે અંક, જર વિના જાણો તે રંક

[ શિવપુરાણ ]

## શકુનના ભાવ

[ છપ્પો ]

ડાબી થાય જો છીંક, કામ કરી ઘર આવે,
તોરણ બાંધે વ્યાસ, લાભ લાખેણો લાવે;

ડાબી દેવ્યા દાખ (તો) રાજ આપે તે રિદ્ધિ;
જમણો ભૈરવ અનુમાન, સંપત સુખ આપે સિદ્ધિ;
વાજિંત્ર નાદ નૃત્યકી તણા, વળી કુમારિકા કુંભે ભરી;
છત્ર દરશન ચામર ચમર, શામળ કહે, કામ આવે કરી. ૧

[ દોહરા ]

મળે કાષ્ટ ને કોયલા, મળે છાણુ ને છાસ;
મળે કાંટા ને કુશકા (તો) વેદ ન આવે વાસ. ૨
મળે વેરાગી વરતિયો, મળે રજસ્વલા રંડ;
વણુટીસે વાડવ મળે (તો) દૈવ તણો એ દંડ. ૩
મળે જટિલ કે ઝાંખરા, (કે) કામની છૂટે કેશ;
મળે બૂધડીયુ બાયલો (તો) હાણુ કરે હંમેશ. ૪
મળે માલણુ ફળફૂલ શું, મળે તંબોળી પાન;
મળે નાપિક કર આરશી, (તો) ધનના ઢગલા ધાન. ૫
કર કાઢી કુવાડલો, કર કરવત સુતાર;
ફરી ન દેખે દેશને, જો કર લોહું લુહાર. ૬
ચર્મકાર ચર્મ લઈ મળે, મળે ચામથો ચોર;
વેચે માત્રરણાં સૂપડાં, (તો) મારગ મારે ઢોર. ૭
ગાતી આવે ગોરડી, ભણુતા આવે બ્રહ્મ;
ધન મળે ધેનુ તણું, તો તો ખોટું કર્મ. ૮
લવણુ કે લોઢું મળે, મળે પાણી કે પરડ;
તેને મરણુ છે ઢૂંકડું, મળે ખડગ કે ભરડ. ૯
ગુણુ સહિત ગોધો મળે, પોઠી પોઠ સમેત;
ધજ સહિત તે ગજ મળે, તો) લાભ રાજનો લેત. ૧૦
વણુ પખાલ પાડો મળે, ઉપર સવારી ઊંટ:
વેડાંગ વિણુ પવાણુથી તો ચિંતા થાય ચોખૂટ. ૧૧
મળે કુમાડો ધૂમતો મળે મકડાંની મોટ;
મળે નરણુ કે તૂમડાં, (તો) ખરી વેપારે ખોટ. ૧૨

મળે કસુંબા કાપડાં, મળે મોતી કે મોર;
(તો) દામ આવશે દશગણો, તો વ્હોરતી વ્હોર. ૧૩
સારી વાત જો સાંભળે, સારું દેખે દૃષ્ટ;
સારું કરવા (જો) સંચરે, (તો) કદા ન પામે કષ્ટ. ૧૪
હળ પંજેટી હાથમાં, મોટ માથા પર બીજ;
મળે કણબી જો કણશકી, (તો) રામ સંઘાતે રીઝ ૧૫
બાણ ધર્યો હોય (જો) બેટડો, સાથે હોયે ચાર;
બે શ હાંકે જો ભામિની (તો) નિશ્ચે પરણે નાર ૧૬
ઘણું ભર્યું હોય ગાડલું, હળપતિ હાંકણહાર;
ધોળા ધોરી હોય જોતર્યા, તો અશ્વપત અપરંપાર ૧૭
ભૂખ્યો આવે ભાંડતો, (કે) ફાકતો આવે લોટ;
છૂટી ચાલે છેનડાં, તો (તો) ખરી આવે ઘર ખોટ ૧૮
કશકશતો આવે કૂતરો, હરખ ઘણેરો હીમ;
સન્મુખ થઈ જો સાદિયો (તો) કરીને આવે કામ ૧૯
કોકિલ જો મળે કામડે, મળે કટારે ભાટ,
ખડ્ગ હથિયારે ક્ષત્રિયા, (તો) વેદ સમારે વાટ. ૨૦
પોથી પકડી પંડિત મળે, પૂજ્યા અગસ્ત્યો પેર;
એ શુકનથી સંચરે, તો ગરથ સ્ત્રી આવે ઘેર ૨૧
ખોળ–તેલ, કપાશિયા આટો ફૂટો ઈંટ,
ગાકડ–મૂછો મારગ મળે, (તો) પડે પ્હાણુ કંઈ પીઠ ૨૨
માથાબોડો માજરો, વામણો દામણો દેહ,
રોગી મળે કે રાડવો, (તો) માથે દુઃખનો મેહ ૨૩
વૈદ્ય મળે વણકાથળે, પંડિત પોથીહીણ;
વણ તાજુએ વાણીઓ, (તો) ખગ લાભમાં ખીણ ૨૪
ધોયે વસ્ત્ર ધોબી મળે, (તો) તોલ લાભમાં તર્ત;
મારગ મેલે વસ્ત્ર મળે, (તોએ) મેળ પમાડે મર્ત. ૨૫

[મદનમોહના]

## 'હવે દુઃખ કરવું તે ફોક'

"એક દિવસ પુત્રને પારણે, જુવતી ગઈ જલ ભરવા કારણે;
મુક્યો નોળને પેલો પુત્ર તુજ સારુ એ છે ઘરસૂત્ર.
રખે એહને રોવરાવતો, રીસ કરી રખે મારતો;
બાળક હપકો દેશે મુને, તો હું ગાળો દેઈશ તુને.
સુંપે બાળ જળ ભરવા ગઈ, વાર ઘડી બેચારેક થઈ;
અડ્યો પારણે મોહોટો નાગ, બાળકને ડસવાનો લાગ.
અંગૂઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે;
અરે! મારા બંધવને ખાય, એ પાપી ક્યાં નાશી જાય.
એમ કહીને દીધી દોટ, કરડતા પેહેલી ઝાલી કોટ;
મરડી કીધા કટકા સાત એટલે આવતી દીઠી માત.
વધામણી ખાવા કારણે, આવ્યો નોળ સામો બારણે;
વાચા નહી તે બોલે કેમ? આવ્યો બાહર તે તેમનો તેમ.
મુખ લોહિયાળું ઊચું કર્યું, જાણે જે માનું છઈડું હર્યું;
દીઠું લોહિયાળું માએ મુખ, દાવાનળથી લાગ્યું દુઃખ.
અરે પાપી! તું કુડો કાળ, માર્યો મારો નાનો બાળ.
નાખ્યું બેડું તેણી દીશ, મુવો નોળ ચગદાયું શીશ.
ઘરમાં આવી માતા જુવે, પોઢ્યો પારણે બાળક રુવે.
બોલ્યો બાળક આપોઆપ, મુજને ખાતોતો આ સાપ.
નોળભાઈએ માર્યો આ ઠામ, નહિતર મારું કરત જ કામ;
એમ કહી ચેતાવી માત, પડ્યા દીઠા કટકા છે સાત.
કર્યું કલ્પાંત ને ઘસીઆ હાથ, બળવા માંડ્યુ તેની સાથ;
જીવ કઢાડવા તતપર થઈ, શિક્ષા લોકે તેને કહી.
પ્રથમ મન સમજી નહિ માય, હવે હાથ ઘસે શું થાય?
તેને વિમાસણ કરવી પડી, જો ચેતી નહિ પહેલી ઘડી.
એમ સમજાવી કહે છે લોક, હવે દુઃખ કરવું તે ફોક."

[ લક્ષબુદ્ધિની વાર્તામાંથી ]

# લોભ

(દોહરા)

લોભી જાગે લોભમા, જાતો પાડું બહાર;
સહુ મારું જાણજો, આજે લોભે હાર. ૧
લોભે પ્રીત ઘટે ઘણી, લોભે નહિ વહેવાર;
લોભે લાજ રહે નહી, લોભીનો નહિ કાર. ૨
આ અવનીમા અવતરે, કો નર ને કો નાર;
લક્ષણ ઘોડુ લોભનું, તે જીતે સંસાર. ૩
માયા કેરું માપવુ, ક્રમે ન પૂરું થાય;
જેમ જેમ માલ ઉમેરિયે, ત્યમ ત્યમ હેઠું જાય. ૪
લોભરૂપી આ લોકમા, કૃત કર્તારે કૂપ;
પૂરું કોનું નવ થયું, કો ભિક્ષુક કો ભૂપ. ૫
અનેક લોકો લોભિયા, લોભી સહુ સંસાર;
પણ શામળ કહે, સર્વથી લોભી દ્વિજ ને નાર. ૬
શિયાળ જાતે લોભિયુ, લાલચમા બહુ લીન;
માસ મૂકી તટ ઉપરે, મુખમા લીધુ મીન ૭
ત્યા ગીધડો ઊડતો, પ્રીતે આવ્યો પાસ;
માંસ ગ્રહીને ચાંચમા, ઊડી ગયો આકાશ. ૮
શિયાળ લેવા *સૂંઢિયુ, તરફડતું'તું તીર;
મુખથી પડિયુ માછલુ, નાસી પેઠું નીર. ૯
શિયાળ આભ્ય ચોળી રહ્યુ, થયુ દામણુ દીન;
ઓશિયાળુ ઊભુ રહ્યુ, જળમા પેઠું મીન ૧૦
ભેર ભેર રે મૂરખા બુદ્ધિ તારી બાળ;
જખ મારી બહુ લોભથી, સાંભળ તુ શિયાળ ૧૧

* ગયુ

માસ ખાઈ બેસી રહત, તો તુજ પેટ ભરાત;
તાકત નહિ જો મચ્છને, તો તું સુખિયો થાત. ૧૨
અર્ધ મજો આજીવિકા, આપ્યાને જે ધાય;
શામળ કહે શિયાળને, તુજ ગતિ તેની થાય. ૧૩

[સૂડા બહોત્તેરી]

## શામળ-સુભાષિત

### જાતિસ્વભાવ

કેસર-કસ્તૂરી માલ, બરાસ કસ્તૂરી બ્હેકે;
પાછળ કનકની પાળ લક્ષધા મોતી લ્હેકે.
નર્મદા ગંગા નીર, ઝવેર જડિત્ર જ ઝારી;
સોળ કળા શુભરૂપ, સિંચે નરપતિની નારી.
એમ કરતા તે ઊગિયો, લસણ છોડ લાખે લહે;
બદબોઈ ઊઠે બહુ ઘણી, શામળ સ્વભાવ તો નવ મટે.

### કરવા યોગ્ય શું?

કર સગમ અતિ ઊંચ, કરો સદ્દગુરની સેવા;
કર કીરત જશ લોભ, કરો કારજ જર લેવા.
કર પરમારથ-કામ, કરો પૂજન પરબ્રહ્મે;
કર વિદ્યાવિલાસ, કરો દાન શુભધર્મે.
વળી કર ઉદ્યમ, ડર પાપથી, કર સદ્દબુદ્ધિ શુભ સાથમાં;
શામળ કહે, કર સફળ ભવ, હરિ હીરો લઈ હાથમાં.

## જીવ્યો કોણ?

જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો સતવાદી શૂરો.
જીવ્યો ભાવિક ભક્ત, જીવ્યો જે જગતે જાણ્યો
જીવ્યો જે કીર્તિવંત, જીવ્યો કવિએ જ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો, જેની આશા સહુકો કરે;
શામળ કહે, જીવ્યો તેહ જન, જે સંકટ પરનાં હરે

## વ્યર્થ શું?

ભણ્યો વિદ્યા તે વ્યર્થ, વિવેક ન જેણે જાણ્યો;
રળ્યો ગરથ તે વ્યર્થ, મતિ અહંકાર જ આણ્યો.
વેશ ધર્યો તે વ્યર્થ, મનખો જેણે નહિ માણ્યો;
વરણ ઉત્તમ તે વ્યર્થ, નમ્રતાનો ગુણ ના'ણ્યો
ડાહ્યા પણ વ્યર્થ દરિદ્રતા, અવતાર વ્યર્થ પુણ્યકામ;
શામળ કહે વ્યર્થ શાણપણ, હૃદે શૂન્ય શ્રીરામ વણ

## ગુણ

ગુણની આગળ ભૂપ સરીખા રહે કર જોડી,
ગુણની આગળ રૂપ જુએ નિત્ય આઘુ ઓઢી.
ગુણની આગળ ગરથ ઘણેરા ઢગ ખાયે,
ગુણ આગળ દાતાર માન માગવા જાયે
ગુણના માન ઘણા કરે, જે માન નહીં ભૂપને;
શામળ કહે, ગુણ રાચજો, રખે રાચો કોઈ રૂપને.

## અન્ન-મહિમા

જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું;
અન્ન વણ ન રહે જીવ, અન્ન વણ સઘળે ખોટું.
દેવ દનુજ નર નાગ, જીવે છે અન્નને જોરે;
અન્ન વિનાનું સર્વ, અનિ અંધારું ઘોરે.
પાલણ પોષણ પૃથ્વી વિષે કરતારે કૃત કેળવ્યું;
શામળ કહે છે સેવો સદ્, આદ્યશક્તિ અન્નપૂરણા.

કિયા ધડકણ ને ધીર, કિયા બુદ્ધિહીણ ને જ્ઞાતા;
કિયા કૃપણ ને કર્ણ, કિયા દમ્ભી ને દાતા
કિયા રંક ને રાય, કિયા અકરમી ઈંદ્ર;
કિયા પાપી પુન્યવંત, કિયા ચખહીણ ને ચંદર.
વળિ અણપંડિત પંડિત કિયા, એગી પારકે બારણે;
શામળ કહે માન ગમાવિયા, કુડા પેટ ને કારણે

## સદ્‌વિદ્યા

સદ્‌વિદ્યાથી સુવર્ણ, શરણ સદ્‌વિદ્યા સત્યે,
સદ્‌વિદ્યાથી સ્વર્ગ, વિખ ઉતારણ વિત્તે
સદ્‌વિદ્યાથી સિદ્ધિ, રંગે વચનો વર વાણી,
સદ્‌વિદ્યાથી રિદ્ધિ, જગતમા સઘળે જાણી
સદ્‌વિદ્યાને વશ સર્વ છે, સદ્‌વિદ્યા ત્યા શી મણા!
શામળ કહે સદ્‌વિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા

વિદ્યા સુગવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે
વિદ્યા માહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમા મોહિની જાણી *

સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહીં કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાવિહીન નર તે પશુ.
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા.
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટંકા.
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

### વચન

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર ભર્યું છે પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબજાને આણી.
વચન એકને કાજ, હરે હાળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધું.
શુભ ધર્મ, કર્મ ને શર્મ સૌ, વચન જતા તે વહી ગયું;
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયુ તો થઈ રહ્યું.

### મૃત્યુ

ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું.
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટા જેમ, એક દિન નિશ્ચે નડશે.
રાખી કોઈની રહેશે નહીં, દિવસ નક્કી નહીં દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરુંસો શો તેહનો.

જે જાયુ તે જાય, ફૂલ ફૂલ્યુ તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયુ તે તો ઉતરશે.
લીધું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે.
જો કિન્નર, જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણુ માત્રમાં માનવી?
કોઈ કહે આવ્યો તાવ, કહે થયું કોગળિયું;
કોઈ કહે કરડયો નાગ, કોઈ કહે વાગી વળિયું.
કોઈ કહે વાધ્યો રોગ, કોઈ કહે શસ્ત્ર જ વાગ્યુ;
કોઈ કહે મારી મૂઠ, કોઈ કહે પાપ જ લાગ્યું.
ઈશ્વર માથે લેનો નથી, જગતમાહી મહિમા જુઓ;
શામળ કહે સૌ સાભળો, મોત આવ્યું તેથી મુઓ.

## સ્રીની માયા

સ્રીવશ સૂર્ય ને ચંદ, ઈંદ તરુણીવશ જ્યારે;
સ્રીવશ દેવ મહાદેવ, મોટી માયા તે ત્યારે.
સ્રીવશ રૂડા કામ, સ્રીવશ મુનિવર મોટા;
સ્રીવશ સઘળી સૃષ્ટિ, છેક મોટા ને છોટા.
વશ વરતે નર સઉ તે તણે, જુવાની જ્યારે ઘણી;
કવિ શામળ કહે અજીત એ, તરતિખ ઘણી તરુણી તણી.
ઈંદ્રે અહલ્યા નાર, ભોગવી ભારે ભૂપે;
શિવજી સમો સમર્થ, રિઝયો ભીલડીને રૂપે.
પારાશર પુન્યવંત, મુનિ મછગંધા માણી;
ચંદ્ર સરીખો ચતુર, ભૂલ્યો ગોરાણી જાણી.
હરિહર રાજા રાજેન્દ્ર પણ, પ્રમદા દેખી બહુ પડયા;
શામળ કહે સાધક સિદ્ધ નર, નારીએ સઉકો નડયા.

ગીતા ગતી સ્વરૂપ, રણે ગવણ ગેળા-યો;
દ્રુપદી દેવી દયાળિ, કુરકુળ નાશ કરાવ્યો.
રૂડી એ અર્જુન રૂપ, વીક નાર બુદ્ધિ ડગાવી,
નક્ષત્રિ અવનિ એહ, વાર એકીન કરાવી
કૈયાકીચક ત્યાંથી મુઆ, લોક કોડ સઉ લાગિયા;
શામળ થશે પૂરા મઉ, માનનિયે બહુ માગિયા

## નારી સ્તુતિ

ગમા ગતની ખાણુ, જાણુ એ રભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કરે કર ચૂડી.
શોભે ઝગઝગ જેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરે સદન, વદન હસી ગમે ગાજી
ભક ભોજ કરણુ વિક્રમ, અને હરિશ્ચંદ્રની રાગ્ના,
પડિત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ પણ નારના
જોબનમા દે રગ, અગ સુખ ટાઢક તનની,
વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની,
સુખડુ ખમા સમભાગ, રગ રૂડે ગીત ગાતી
ચતુર ચિત્ત હરનાર, સાર ઉન્મા સદમાતી
વળિ વધપણે સેવા કરે, દેખ્યાથી દિલદુ ખ ટળે,
એ અતકાળ અળગી નહી, બહુ સ્નેહે સાથે બળે
નારી તેનુ નામ, કરે સ્વામીની સેવા,
નારી તેનુ નામ, દિલથી જાણે દેવા
નારી તેનુ નામ, દુ ખસુખ ઘટતા લહિયા
નારી તેનુ નામ, સ્વામીના અવગુણ સહિયા
વળિ નારી જે નમી ચાલશે, નારી સફળફળ કરે,
જીવે ત્યારે જશ છતી લે, અતકાળ બાહે બળે

નિર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે;
જુવતી જોબન માંહી, રીઝથી રંગ રમાડે
દીઠે ફળ કંદર્પ, સરસ નવવે ધન્યમન
વધે તેહથી વંશ, પ્રસવે પુત્ર સુપુત્ર
વળિ હોય સતી શુભ સાવત્રી, પુન્યવતી તે પારખી;
છે નીચ કોઈક જ નારિયો, સ્વભાવે સહુ નહિ સારખી.

## અસ્થિર યૌવન

રમઝમ કરતી રંભ, રૂડે પાળી ને પોષી;
થયા શિથિલ સહુ ગાત્ર, દેશજન કે' હવે ડોશી
હતું જોબનનું જોર, ત્યારે સહુ તેના ગાતા;
પડી ગયા પછી દંત, મોટપદ કહે સહુ માતા
વાંકા અંબોડા વાળતી, શુભ શણગાર ધરે સદા;
ઘોળે કેશે કર લાકડી, બુઢી થઈ દીઠી બધા.
જેમ વાદળની છાંય, ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ્ય, ખરો રાખીને ખટકો
રાખ્યું તો નહિ રહે, રૂપ ને જોબન રૂડું;
વૃદ્ધ થયે જાગે વેધ, કલંક રહે તે બહુ કૂડું.
છે કેટલું રંક કે રાણિયો, રૂપ વૃદ્ધ ને બાળનું;
શામળ કહે રાખ્યું નવ રહે, સર્વ ચવેણું કાળનું.

## ગુણ વિનાનું રૂપ

ઈંદ્રવારણાં હોય, કોય ખાતે નવ ખાય;
આવળ કેરાં ફૂલ, તેથી શિવ નવ પૂજાય

આકળ કેગ નીર તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્જ્વળ હોય, હંસને કામ ન લાગે.
દેખાય કરા મોતી સમા, આભરણ નવ ઓપે અશા;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણ વિણ રૂપ કહો કશા ?

## પરનારીની પ્રીત

પરનારીશું પ્રીત, તેને ભોજન નવ ભાવે;
પરનારીશું પ્રીત, નિદ્રા સુખે નવ આવે.
પરનારીશું પ્રીત, હરિસેવા નવ સૂઝે;
પરનારીશું પ્રીત, બુદ્ધિ સારી નવ બૂઝે.
એ પાપરૂપ પરનાર છે, અપજશ ઉપજે આપના;
શામળ કહે પ્રીત પરનારશું, બોળે બોહોતેર બાપના.

## લોભ

લોભે ઘટે કુળલાજ, કાજ બગડે જે જાગે;
લોભે ઘટે વેહેવાર, ભાગ શોભા પણ ભાગે.
લોભે લક્ષણ નવ થાય અન્યાય અધર્મે;
લોભે સત સંતાપ, છાપ ચોટે કુળકર્મે.
માન સન્માન મોટપ ઘટે, શુધ્ધ દુળમા ચળ છે;
શામળ કહે સહુ માનજો, લોભ પાપનું મૂળ છે.

## કોણ વાધે ?

સિંહને માથે સિંગ, સાપ પોતે પંખાળો;
શરને હાથે શસ્ત્ર, વાઘ વકારે પ્યાળ્યો,
સાગરને પરઠ્યું પૂર,હીરો જયમ કુંદન જડિયો;
ઇન્દ્ર પૂર અધિકાર, વળી વરઘોડે ચડિયો,

જેમ અરાડે ઉથિઓ, કવિને વળી નખાણિયો
શામળ કહે વાધે એટલા, વ્યાપારે ચડે જ્યે નાણિયો

### સમતા

કોઈ દિન અમરત આહાર, કોઈ દિન લૂખી ભાજી,
કોઈ દિન પળનુ પાપ, કોઈ દિન ચડતા વાજી
કોઈ દિન સુદર સેજ, કોઈ દિન ભોમી સૂવુ,
કોઈ દિન પીવા હોય, કોઈ દિન રીમે રોવુ
કોઈ દિન રળવુ ઘણી રીઝથી, કોઈ દિન ખોના દામને
શામળ કહે હિમત ના મૂકિયે, સભારિયે શ્રી રામને

### અનાદિ રીત

લોભીને પ્રિય લોભ, જારને વ્હાલી જારી
સુમને વ્હાલુ કંચન, પુરુષને વ્હાલી પ્યારી
શૂરને વ્હાલુ શસ્ત્ર, સુરખને મૂર્ખ વખાણે
રાગીને પ્રિય રાગ, જોગી જોગીને જાણે
ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યા પૂરણ પ્રીત છે
કહે શામળ ભટ સઉ માનજો, એજ અનાદિ રીત છે

### જોબન

હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મ્હાલે
અશ્વનું જોબન હોય, મશાલા ચરિ ત્યા ચાલે
ભેમનું જોબન હોય, ભલો જ્યારે ભાદરવો
નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો
રાયનુ જોબન રાજ્ય છે, પરિપૂરણ સમરથપણું
ભામિનિનુ જોબન કથ છે, શામળ કહે શુ કહુ ઘણું

## મળે કામિની-કંથ

મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે,
મળે કામની કંથ, નેણ તે નીચાં નામે.
મળે કામની કંથ સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું ઝૂઝે.
જ્યાં મળે કંથ ને કામની, ભાવભાવ મનમાં ભરે;
પકડે તે તરુણી તોલ ત્યાં, શામળ કહે શોભા ધરે.

ગયા રતુનું ક્ષેત્ર, નેત્ર આદિ તે નિરખ્યાં;
વસંત ઋતુનાં વૃક્ષ, પરાક્રમ પ્રમદા પરખ્યાં,
નવાણ ભરિયું નીર, કમળ ખીલ્યાં અતિ ઓપ્યાં;
રૂડી વૃક્ષ ને વેલ, રાજ રંભાફળ રોપ્યા.
વળિ મયંક શર્દ નિશાતણો, ઉત્તરાયન જેવો રવિ;
કામનિને કંથ મળે જ્હીં, એવી લેખી કહે કવિ.

## કર્મની રેખા

ચિર ન રહે ગતિ ચંદ્ર, ઈંદ્ર ઈંદ્રાસન ડોલે;
ડગે દસ દિગપાલ, આલ ગલવાદી બોલે.
ચલે અવનિને પેર, ફેર સૃષ્ટિ હોય મંડણ;
વહે ઊલટી ગંગ, ભંગ સતીનતખંડણ.
મન, અનિલ બાંધ્યો રહે, કોઈ કાળે વંધ્યા ફળે;
સામળ કહે એ કર્મની, રેખો ટાળી નહીં ટળે.

## ક્ષણિકતા

(૨) ગયા ઇંદ્ર કંઈ ક્રોડ, ગયા બ્રહ્મા કંઈ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા.

ગયા દૈત્ય દિગપાળ, ગયા માંધાતા મહીપત;
ગયા દિલીપ હરિશ્ચંદ્ર, ગયા છકેલા છત્રપત.
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાગ્યા જાનકી;
થાવર કોઈ રહ્યા નહીં, કોણુ માત્રમાં માનવી?

## સાચી સમજ

જટા ધરે વટવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં નાહ્ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મૂંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામ જ ભાખે;
વળી મોર તજે છે માનુની, શ્વાન સફળનું ખાય છે;
કવિ શામળ કહે, સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે?

ઊંચું ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરુવર રહે છે તાપ, પહાડ આસન દઢવાળે;
ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છપીને;
નોળી-કર્મ ગજરાજ, ભક્ષફળ પત્ર કપિને;
ઈશ્વર અનુભવ વિણ નવ મળે, રહેજ ભાવના-ભંગ છે;
શામળ કહે, મનસા સિદ્ધ તેહને, કથરોટમાં ગંગ છે.

સિદ્ધે મૂંડાવ્યા શીશ, કરી ઉઘાડી કાયા;
ફરી માગવી ભીખ, ન મેલી કોઈએ માયા;
વરતી ઘણાએ વેશ, લક્ષણો લેશ ન લેતા;
કાપામાયા કાજ, ફરે ધર્મલાભ કહેતા.
વિશ્વંભર તેથી વેગળો, જ્યાં લગી મન ભામની ભજે;
શામળ કહે, સાચો સિદ્ધ તે, જેણે મમતા ને માયા તજે.

# ફરતી છાંયડી

(છપ્પા)

જેને ઝાઝા માન, તેહ પણ ભીખ જ માગે
જેને ઝાઝા માન, નીચને પાયે લાગે
જેને ઝાઝા માન, નિર્ધન થઈ દડાયે,
ઝાઝા મુહુર્ત જોય, શામા તેની ગડાયે
વળી ઝાઝી જે વિદ્યા ભણે, તેને દરિદ્રી જાણવો,
તરણાનો મેર ઈશ્વર કરે (એનો) અહંકાર ગો આગનો ! ૧
જે બેઠા સુખપાલ, કાસદુ દીઠા કરતા,
જેની ગઢે લાખ, કરોડ, દીઠા ભિક્ષામાં ફરતા
જેને પુનો પાચ, તેહ તો પિંડ ન પાને
જેને ફરતી આણ, તેના દુખિયા દિન નાવાને
સુબેદાર ઘેર સાહ્યબી, કોડી કોડી કરતા ફરે
શામળ કહે, શાણા સમજજો, અહંકાર કોનો નવ રહે ૨
વાઘ સાથે રમત, તે દીઠા વેરાગી
જરમાદે ઝીનત, ઝોળી ધરી ભિક્ષા માગી
શૂરા શિર સરદાર, કાયર કિંકર થઈ નાઠા
સદાવ્રત દેનાર, માન માગ થઈ માઠા
જેમ મનરત નગનાગીઓ, દીઠા ડુંમા-ડોમીઓ
શામળ કહે, ફરતી છાંયડી, જોગ ન જોશે જોશીઓ ૩
કનક જ થાય કથીર, કથીર પણ કનક જ થાયે
અકર્મી થાય અમીર, અમીર અકર્મી સુહાયે
દાસી રાણી થાય, ગરી હેનડીએ દાસી
સતવાદી ન કરે પુણ્ય, પૂની કઈ જાયે કાશી
એમ એક એક ફરતી છાંયડી, અહંકાર નવ આણિયે
સંતોષ રાખિયે મન વિશે, પરમેશ્વર ગત પ્રમાણિયે ૪

## કોણ ?

(છપ્પા)

કોણ પૃથ્વીથી પ્રૌઢ? કોણ અણુથી નાનો?
કોણ પવનથી પહેન? કોણ દેવીથી દાનો?
કોણ ચન્દ્રથી નિર્મળ? કોણ અગ્નિથી તાતો?
કોણ દૂધથી ઉજ્જ્વળ? કોણ મદિરાથી માતો?
કોણ તેજ રવિ થકી? કોણ સાગરથી ગળી?
શામળ કહે ઉત્તર લખે, તો તે પંડિતને ગણી

કોણ તરણાથી તુચ્છ, કોણ મણિથી મોંઘો
કોણ નામી સુવર્ણથી? કોણ કુશકાથી સોંઘો?
કોણ બરાસથી બહેક? કોણ કાજળથી કાળો?
કોણ લોઢથી કઠણ? કોણ બાળકથી બાળો?
કોણ વીંછીની વેદના? મેરુ થકી મેરુ કનક?
શામળ માંહી અમૃત થકી, સંતોષ પામે શ્રવણ

અવનિથી મોટું ધીર, અણુથી લોભી નાનો,
પવનથી પહેન મન, વિવેક દેવીથી દાનો
ચંદ્રથી નિર્મળ નાર, ક્રોધ અગ્નિથી તાતો,
દૂધથી ઉજળો જશ, યૌવન મદિરાથી માતો
તેજ રવિથી નેત્ર, ગરજ સાગરથી ગળી
કિરત લહેર દરિયા થકી, શામળ કહે ટાળી નવ ટળી

તૃણ થકી યાચક તુચ્છ ગુણ મણિ થી મોંઘો
સ્વર્ણથી શોભે સપૂત, ગરીબ કુશકાથી સોંઘો
પરમાર્થ બરાસથી બહેક, કપૂત કાજળથી કાળો,
મૂર્ખ લોઢથકી કઠણ મૂરખ બાળકથી બાળો
વચન વીંછીની વેદના, મેરુથી મેરુ કનક છે
દાતા ગરૂઓ મેઘથી, શામળ કહે આ ઉત્તર છે

['રૂપાવતીની વાર્તા'માંથી]

### ઈશ્વર-ઈચ્છા

અનેરડી ઈશ્વર ગતિ, કળી શકે નહિ કોય;
આગભ્યુ અમશુ રહે, હરિ કરે તે હોય
આવરદા જેની અધિક, હરિ પ્રસન્ન જો હોય;
સો લાખો શત્રુ મળે, મારી શકે નહિ કોય.

### અવગુણ ઉપર ગુણ

ગુણ કેડે તો ગુણ કરે, એના હોય હજાર;
અવગુણ ઉપર ગુણ કરે, એ ગુણ અપર પાર

### સેવાધર્મ

દાતાને મન ધન નહિ, શરા મન નહિ શ્વાસ;
પતિવ્રતાને પ્રાણ નહિ, દેહ ન સમજે દાસ

## સંતોષ

દોહરા )

આળસુને ઉચાટ નહીં, લોભીને નહિ સુખ,
કાયરને હિંમત નહીં, સંતોષીને ન દુઃખ
ગંગાજળ સમ જળ નહીં, અન્ન સમ ન આધાર;
સુખ ન મળે સંતોષ સમ, શું કહું વારવાર?

## કોણ અંધ

(ચોપાઈ)

જોબનમદ પહેલો આંધળો, બીજો અંધ કામે આકળો;
ત્રીજો અંધ ધનમદ જેહને, ચોથો અંધ મદ જેની દેહને.
પંચમ અંધ છઠ્ઠે આદર્યો, છઠ્ઠો અંધ જે કોપે ભર્યો;
સાતમો ગજમદ કહિયે જેહ, આઠમો અંધ વ્યસની હોય તેહ;
એટલા અંધ વિચાર ન કરે, એને છેડે તે નિશ્ચે મરે.

## મૂરખનો મહીપતિ

(ચોપાઈ)

સ્ત્રીના સમ, વ્યસનીની પ્રીત, ધૂત સાચું, ભંગીની રીત;
ઓરમાઈનું હેત, ગુણિકાની પ્રીત, દુસ્મનનું દુઃખ વેઠવું નીત.
મધપાની ડાહ્યો, કાગ પવિત્ર, વિષધર અમૃત, રાજા મિત્ર;
સંદેગે ઓળખ, પાલક પુત્ર, મરેછે સ્વર્ગ ઉપાસે ભૂત.
સોની શાહ, ભિક્ષાથી ભોગ, નાગર-નેહ, જતિનો જોગ;
જારની જાત, લંપટનો કોલ, સ્ત્રીના સમ ઢોંગટના બોલ.
મોટે મૂછ નપુંસકનું નૂર, વેરીવિશ્વાસ, કુશકાનો ફૂર;
વિપ્ર હિંમત, કણબી કુળરૂપ, ગગાસ ગરીબ ને જાચક ભૂપ.
નારી લોભ, નાતચાનું પુણ્ય, જોગીનું ગાણું નાપિકનું સુન્ય;
કવિ સાચો, ભોળો જન ભાટ, વાળંદ, વેશ્યા તે કૃત્રિમ હાટ.
ચૂગલ સાચો ને ચોરનું ચિત્ત, અસુર આચાર, રજપૂતની પ્રીત.
કયમ કહિયે શણુકને સતી? ભીખ માગલો શાનો નરપતિ!
એટલા વાનાં માને જેહ, મૂરખનો મહિપતિ કહિયે તેહ.



# અનુક્રમ


| | |
|---|---|
| મનેશક | ૫ ૩૮ |
| સરસ્વતિ સ્તુતિ | ૩૯ ૪૦ |
| તછેરે અમેલા ઉમરી | ૪૦–૪૭ |
| કથા ચો વિક્રમ | ૪૭ ૫૦ |
| કણબીના બાર માસ | ૫૦–૫૩ |
| કેટલીક સમસ્યાઓ | ૫૩–૫૫ |
| સગર્ભા ચક્રાવતી | ૬ ૫૮ |
| અહારે વરણ હવે ઓસરી | ૫૮ ૬૩ |
| ઉદ્યમ વડુ કે કર્મ ? | ૬૩ ૬૭ |
| પડ પાસા પોબાર | ૬૮ ૭ |
| રામ અંગદ સંવાદ | ૭૮ ૮૧ |
| હું અને તું | ૮૧ ૮૪ |
| રુસ્તમનો સનોકો | ૮૪ ૮૭ |
| ચાનાગઢનુ પતન | ૮૭ ૯૧ |
| મોહનાનું શબ્દચિત્ર | ૯૧–૯૩ |
| કૃષ્ણ-સ્તુતિ | ૯૩–૯૪ |
| શિવ-સ્તુતિ | ૯૪ |
| રામ મહિમા | ૯૪ ૯૫ |
| રામ-સ્તુતિ | ૯૫ |
| વીરજિત વિક્રમ | ૯૬ |
| એક સમે વિક્રમ ચડ્યો | ૬–૯૭ |
| ઉજ્જન નગરી | ૮ ૯૯ |
| સભાવર્ણન | ૯૯–૧૦૦ |
| નિર્ધનતા | ૧૦૦–૧૦૧ |
| શકુનના ભાવ | ૧૦૧–૧૦૩ |
| હવે દુઃખ કરવું તે ફોક | ૧૦૪ |
| સોરઠ | ૧૦૫ ૧૦૬ |
| સામાન્ય-સુભાષિત | ૧૦૬–૧૨૨ |
| જાતિ-સ્વભાવ | ૧૦૬ |
| કરવા યોગ્ય શું ? | ૧૦૬ |
| ભલો કોણ ? | ૧૦૭ |
| વ્યર્થ શું ? | ૧૦૭ |
| ગુણ | ૧૦૭ |
| અન્નમહિમા | ૧૦૮ |
| સદ્વિદ્યા | ૧૦૮–૧૦૯ |
| વચન | ૧૦૯ |
| મૃત્યુ | ૧૦૯–૧૧૦ |
| સ્ત્રીની માયા | ૧૧૦–૧૧૧ |
| નારીસ્તુતિ | ૧૧૧ ૧૧૨ |
| અસ્થિર યૌવન | ૧૧૨ |
| ગુણ વિનાનું રૂપ | ૧૧૨ ૧૧૩ |
| પર નારીની પ્રીત | ૧૧૩ |
| લોભ | ૧૧૩ |
| કોણ વાધે ? | ૧૧૩ ૧૧૪ |
| સમતા | ૧૧૪ |
| અનાદિ રીત | ૧૧૪ |
| જોબન | ૧૧૪ |
| મળે કામિની કથ | ૧૧૫ |
| કર્મની રેખા | ૧૧૫ |
| ભવિત | ૧૧૬–૧૧૬ |
| સાચી સમજ | ૧૧૬ |
| ફરની છાયડી | ૧૧૭ |
| નામની કિંમત | ૧૧૮ |
| કોણ ? | ૧૧૯ |
| ધન-પ્રશસ્તિ | ૧૨૦ |
| પુણ્ય | ૧૨૦ |
| ઈશ્વર ઈચ્છા | ૧૨૧ |
| અવગુણ ઉપર ગુણ | ૧૨૧ |
| એવાધમ | ૧૨૧ |
| સંતોષ | ૧૨૧ |
| કેવું અધ ? | ૧૨૨ |
| મૂરખનો માલીપતિ | ૧૨૨ |

# શામળ-વિષયક મુખ્ય અભ્યાસ-સામગ્રી

| | |
|---|---|
| (૧) નર્મદાશંકર કવિ | 'જૂનું નર્મગદ્ય' |
| (૨) નવલરામ પંડ્યા | 'નવલ ગ્રંથાવલિ' |
| (૩) ગોવર્ધનરામ ત્રિપાઠી | 'ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત' |
| (૪) કૃષ્ણલાલ મો. ઝવેરી | 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો ભાગ-૨' |
| (૫) કેશવલાલ હ. ધ્રુવ | 'સાહિત્ય અને વિવેચન ભાગ ૨' |
| (૬) કનૈયાલાલ મુનશી | 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર' |
| (૭) અંબાલાલ જાની | 'સિંહાસન બત્રીસી' |
| (૮) મંજુલાલ મજમુદાર | 'ગુજરાતી સાહિત્ય' ખંડ-૫ (મધ્યકાળનો સાહિત્ય પ્રવાહ) |
| (૯) નવલરામ ત્રિવેદી | 'શામળનું વાર્તાસાહિત્ય' |
| (૧૦) હીરાલાલ શ્રોફ | 'નંદ બત્રીશી' |
| (૧૧) શ્રી કેશવરામ કા. શાસ્ત્રી | 'શામળના છપ્પા' |
| (૧૨) વિજયરાય ક. વૈદ્ય | 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા' |
| (૧૩) અનંતરાય મ. રાવળ | 'ગુજરાતી સાહિત્ય' ભાગ ૧ 'મદનમોહના' |
| (૧૪) હરિવલ્લભ ભાયાણી | 'મદનમોહના' 'સિંહાસન બત્રીશી' 'રૂસ્તમનો સલોકો' |
| (૧૫) પ્રેમશંકર હ. ભટ્ટ | 'મધુપર્ક' |
| (૧૬) પ્રેમાનંદ સાહિત્યસભા | 'કવિ શામળ' |